# "स्वच्छंदस्त्री."

અથવા

## સ્ત્રીયોને સ્વતંત્ર રાખ્યાથી નિપજતાં માઠાં પરિણામો.

एकवार्ता.

લખનાર વડોદરા નિવાસી.

ઝવેરીલાલ ધનસુખરામ દીક્ષિત.

સંગીત સુભદ્રાઈ. નાટક કર્તા. અને પ. વ. ઓડીટ
ઓફીસના કલાર્ક.

AHMEDABAD.

પાનકોરને નાકે ઘાંચીનીવાડીમાં
"એંગ્લોવર્નાક્યુલર પ્રીન્ટીંગ પ્રેસ"માં
નથુભાઈ રતનચંદે છાપી પ્રસિદ્ધ કર્યું.

ઈ૦ સન ૧૮૯૧

મૂલ્ય નવ આના ટપાલ એક આનો.

## ॥ श्री हाटकेश्वरो विजयते. ॥



ભાગ્ય યોગે વિદ્વાનમાં ગણાઈ હુદ્દો મેળવાય,
પણુ ગર્વ તજી સદ્દુપદેશ કર્તા કોણુ ?

**અમરોળી પ્રાંતના ડીસ્ટ્રીકટ જડજ સાહેબ**

**મે૦ રા૦ બા૦ હરીલાલ હર્ષદરાય. ધ્રુવ.**

બીએ, એલ એલ, બી. ડી. એલ. એ; એમ, આર, એ, એસ.

ઉત્તમ પંક્તિના જાહેર લેખક છતાં પણુ આત્મ પ્રશંસાનો ગર્વ તજી સન્માર્ગ દર્શાવવામાં નિર્મળ અંતઃકરણુથી ઘટિત શ્રમ લઈ સ્વદેશીપર પ્રીતિ રાખવામાં આપની જણાતી ખ્યાતિ; તથા કષ્ટો વેઠી પરોપકાર કરવાપર આપનાં નિરંતર ચાલતાં યત્નો, આર્યભૂમિની સામીપાર લગી પ્રકાશી રહ્યાં છે; નમ્રસ્વભાવે સન્માન કરવામાં વિવેકી; વિદ્યાવૃદ્ધિ અને ગુર્જર વર્ગને સુધરેલા જોવા ઉત્કંઠિત છો; ઈ,ઈ. આપના સુગુણોપર મોહ પામી આઅલ્પમતિવાળું પુસ્તક હું પ્રેમળ અંતઃકરણુથી અર્પણુ કરૂંછું.

નીરંતર પ્રેમાભિલાષી.

ઝ૦ ધ૦ દીક્ષિત.

# પ્રસ્તાવના.

पितारक्षातिकौमारे भर्तारक्षति यौवने,
रक्षन्ति स्थावरे पुत्रा न स्त्री स्वातंत्र्य मर्हाति॥

**ભાવાર્થ**—"સ્ત્રીઓની બાલ્યાવસ્થામાં પિતા રક્ષણ કરે છે, યુવાવસ્થામાં પતિ રક્ષણ કરે છે. અને વૃદ્ધાપકાળમાં પુત્રો રક્ષણ કરે છે. એટલે સ્ત્રીઓ કોઈ દહાડો સ્વતંત્ર છેજ નહી, અર્થાત્ પ્રત્તેકના સ્વાધીનમાં રહેવાનુંજ પરમેશ્વરે નિર્માણ કરેલું છે:,

સકલ સૃષ્ટિના કર્તા પરમાત્મા એ સર્વ સ્થળે એવી અદ્ભૂત લિલા કરી મુકી છે, કે આ સંસાર સાગરમાં સુખ દુઃખનું મૂળ ઉત્પન્ન કરનાર, યશ અપયશ અપાવનાર અને પોતાની નીચમતિને યોગે નીચ કર્મ કરીને પાછળથી પશ્ચાતાપમાં પડનાર કે પાડનાર પણ સ્ત્રી જાતિજ છે. અને તેટલા માટે તેહેનાં કૃત્યોથી મનૂષ્ય જાતીએ જાણીતા થવું એ વિશેષ્ય અગત્યનું છે.

સ્ત્રી સર્વ કાળમાં પ્રવીણ, વિદ્યાસાગર, સુશીળ કે સ્વરૂપવાન, રંભા સરખી હોય, તોપણ આ કલિયુગમાં બહુધા પુરૂષ કરતાં તેમની મતિ અજ્ઞાનતાવાળી જણાય છે. પોતાની મંદમતિને યોગે હલકાં કામો કરવાના વિચારો નિરંતર સ્ત્રીઓના મનમાં વસીજ રહેલા છે અને તેટલાજ કારણથી તેમનું પાલન કરી પોતાની આબરૂ જાળવી આયુષ્ય નિર્ગમન કરવાનું કામ—ઝેરી સર્પના સમુદાયમાં રહી જેટલું ભય પામવાનું થાય, તેથી પણ અધિક છે!

લજ્જાવાન, અતિ નિર્લજ, બ્હીકણુ, હીંમતવાન, વ્ય-ભિચારી, અસત્યપણું અને શાહસીક કામોમાં તત્પરતા એ સાત ગુણો તો સ્ત્રીયોનો જન્મ થતાંજ સ્વાભાવિક રીતે તે-મની સાથે નિપજે છે. પરન્તુ તેનાં મા બાપો ખાનદાન હોય, પુર્વે જન્મની કરણી સારી હોય તો કવચિતજ કોઈ સ્ત્રી પતિવૃતા કે ઈમાનદાર નિવડે છે. એટલે સંપુર્ણ વિ-ચાર કર્યા વિના તેણીને અબળ કે સુશીળ કહેવામાં પણ ઠગાવા સરખું છે.

ઘણાંક માબાપો પોતાની પુત્રીને એકની એક જાણી લાડનાં માર્યાં ત્હેની અજ્ઞાનતાવાળી વયમાંથીજ ઘરનો સઘળો કારભાર ધન અને મરજી પ્રમાણે વર્તન કરવાની છુટ આપે છે. જેથી પોતાની અપરિપકવ મતિને યોગે અતિશય ગર્વી અને મદોન્મત્ત થઈ સઘળાં સ્વચ્છંદી કૃત્યોમાં પ્રવીણ થાય છે. અને તે સ્વચ્છંદતાનો પુર્ણ પ્રકાશ તેણીની તરૂણા વસ્થામાં થયાથી આ જગતમાં કોઈ વેળાએ તેવાં પુત્રી પ્રે-મી મા બાપોને પણ અપયશ પાત્ર બની દુઃખો ખમી પ-શ્ચાતાપનાં ભોક્તા થવું પડે છે.

ગરીબ કરતાં શ્રીમંત ગ્રહસ્થોના ઘરની સ્ત્રીયોને પો-તાના વિચારો સ્વતંત્ર કરી સ્વચ્છંદતાથી વર્તવાનું ઝટ બને છે. કેમકે ગૃહસંસારનાં ચાલતાં સર્વે કામો ચાકર માણસો-ને હાથે લેવાય, ચિંતાથી વિરક્ત રહેવાય, ઉત્તમ ભોજનો, આભૂષણો અને વાહનાદિક સુખ મળે; એટલે અવકાશને વખતે તારૂણ્યના, દ્રવ્યના, સ્વરૂપના, બાળકના કે ગમે તેવા મદથી પણ મસ્ત બનીને પોતાના ઘરના અથવા બહારના પણ નીચ, હલકા પુરૂષો જોડે અણુ ઘટતાં હીણાં કામો કરવાને તેમને બની આવે. અરેરે! ઉચ્ચ મનુષ્યોના ઘરમાં

સ્રીયોની આવી સ્વતંત્રતા કેવી દુઃખકારક થઈ પડે છે?! નીચ મનુષ્ય જોડે કરેલા વ્યભિચારથી નીપજતી પ્રજાની બુદ્ધિ પણ તેવીજ નીચી હોય છે. અને તે બાળકો મ્હોટાં થયા પછી "તુ ખમેલાશીર" આ ફારશી કેહેવત પ્રમાણેજ વર્તીને પોતાના પ્રખ્યાત ખાનદાન પૂર્વજોનું નામ ડુબાવે છે! એટલે કે—મા બાપોની ચાલતી સખાવતવાળી સુકીર્તિને એક ખુણામાં ઢાંકી તેમાં કાપકુપ કરી પોતાના નવા વિચારો પ્રમાણે વર્તી તેમાં શ્રેયમાને છે. ગરીબ મનુષ્યોના ઘરની સ્રીયો વ્યભિચાર કરેજ નહીં એમ કલ્પના કેમ થાય? કારણ કે ગુણદોષ ધનાઢ્ય અગર ગરીબપર આધાર રાખતો નથી પરન્તુ તેમના ઘરમાં વસનારીયોને પોતાના સંસારીકથી પ્રપંચોની અનેક પ્રકારની ચિંતા વળગેલી હોય, એટલે અવકાસ મળ્યા વિના તેવા વિચારો કરવાનું ઝટપટ બની શકવું કઠીણ. "रहो नास्ति क्षणो नास्ति नास्ति प्रार्थयिताजनः" તેમને એકાંત નથી હોતું ક્ષણ નથી હોતી અને પ્રાર્થયિતા પુરૂષ નથી મળતો.

નવા યુગની સુધરેલી સુધારો કરનારી (ઈંગ્રેજી) વિદ્યાનું સેવન કરી જ્ઞાની અને સુધરેલા કેટલાક કહેવાતા વિદ્વાનો—કે જેમને સંસારિક વ્યવહારની, દુરાચારી સ્વચ્છંદી સ્રીયોનાં ચરિત્રોની અને કાપટયવાળી યુક્તિ થકી તેઓ વ્યભિચારાદિ દુષ્કૃત્યો કેમ કરે છે, ત્હેની માહિતી થોડી હોવાથી તેમના ભોળા હૃદયમાં તે વિશે વ્હેમ કે વિચાર મુદ્દલ આવતોજ નથી. અને તે વિદ્યામાં કેટલાક તુંડ સ્વભાવના પુરૂષો એટલા બધા લીન થઈ જાય છે, કે આપણો દેશ કયો, આપણે કઈ જાતીના, અને આપણી સ્રીયોને

કેલવણી કેવા પ્રકારની અપાય છે તે બાબતિને લક્ષમાં લીધા વિનાજ ઈંગ્રેજ બનવાની અભિલાષા રાખનારા નરો પોશાખાદિ તેમની રીતિને હાથ કરી પોતાની કે મિત્રોની સાથે તરૂણ અથવા વૃદ્ધ સ્ત્રીયોને ઈંગ્રેજી મડમો પ્રમાણે એકદમ ઘરને ખુણેથી ખેંચી કાઢી છચોક બાગ બાગાદિની સેલ કરાવે છે. નિરંતર ગૃહકારભાર ચાકર માણુસોથી લેઈને સ્નેહી, કે પરકીય, પણ પોતાના જેવાજ વિચારવાળા વ્હાણુમાં બેશી સંસાર સાગરમાં ભ્રમણ કરનારા પુરૂષો સાથે શુદ્ધ મનથી, પણ અનેક જાતની હાસ્યવિનાદની વાતો પોતાની સમક્ષ થવાદે છે; અને તેટલાજ થકી અંતે " સર્પને પાંખો " આવ્યા જેવો પ્રકાર થાય છે. કેમકે એમા બે અંતસીમાનું અવસ્થાંતર થાય છે. આવી હકીકતમાં એકદમજ પ્રથમથી સ્વતંત્રતાની લગામ ઢીલી મુકનારા પુરૂષોને પાછળથી તેમના ઘરની સ્ત્રીયો એક તૃણવત ગણી કહાડી પોતે સ્વચ્છંદ અવસ્થા ભોગવવાને ઉત્સુક બને છે. એટલુંજ નહિ પણ પછીથી તેઓ ગમે તેટલા કોપાયમાન થાય તથાપિ તેવી રીતે રહેલી સ્ત્રીયોના મનમાં લેશ માત્ર પણ તેમનો ભય રહેતો નથી.

ચાલતા આપણા ભરતખંડના કલિયુગની પૂર્ણ યુવાવસ્થામાં સમયાનુંસારે સ્ત્રીયોના પારણામાંતર પામેલા સ્વભાવ ઉપર વિચાર કરતાં તો એમજ નિશ્ચય થાય છે કે, ગમે તેવી સુશીળ અને પરતંત્ર રહેનારી સ્ત્રીયો વ્યભિચાર કરેજ નહીં, એમ ધારવું કેવળ અર્થ વિનાનું ઠરે. કારણ કે તેમના અંતરના હઠીલા નિશ્ચય પ્રમાણેજ તેઓ સારાં કે માઠાં કૃત્યો કરી શકે છે. અને હાલની આપણી સ્થિતિ જોતાં સ્ત્રીયોનું મન શુદ્ધ રખાવી કીર્તિવાન પુરૂષોની આ-

બરનું રક્ષણ કરનારો તો ચઉદલોકના કર્તા દયાળ પરમાત્મા વિના બીજો કોઈ સમર્થ છેજ નહીં. પરન્તુ પિત્તજ્વરથી પીડાતા મનુષ્યોને તે સમયે ભક્ષ કરવાને અપ્રીત દૂધ સાકર તેલ અને ઘી આદિક ઉત્તમ વસ્તુઓ પણ વિષ્મ જ્વરની પ્રાપ્તિ કરાવીને જેમ દેહનો નાશ થવા સરખો પ્રસંગ આણે છે, તેમ સ્ત્રીયોના સ્વભાવ અને ગુ- ણની પરીક્ષા કર્યા વિના ઇંગ્રેજી વિદ્યાના મિથ્યાભિમાનમાં તણાઈ તેમનીજ રૂઢી પ્રમાણે પ્રેમ દર્શાવી, સ્વતંત્રતાની લગામ છેકજ ઢીલી મુકનારા વિદ્વાન ગ્રહસ્થોના ઘરમાં પણ કેળવણી જેવી સદ્બોધ આપનારી સહિયર પણ કોઈ કોઈ વાર એક હિતશત્રુ જેવી ગુપ્ત રીતે અનીતિનો વર્ષાદ વર- સાવી અવળા માર્ગપર દોરવનારી થઈ પડે છે. કારણ કે- હાલને સમયે સુધારાનો પ્રકાશ કરાવનારા વિર અને સૂજ્ઞ વિદ્વજ્જનોની પ્રૌઢ મતિથી સ્ત્રી શિક્ષણનો પ્રકાર કેટલાંક સુધરેલાં શેહેરો અને ગામોમાં ચાલે છે. પરન્તુ તેઓને કઈ જાતનું કેટલી હદ સુધી શિક્ષણ આપવું, તે વાતપર થો- ડાકનુંજ લક્ષ જાય છે. અને એક ગાડરીયા પ્રવાહની પેઠે છોકરાઓને અપાતી કેળવણીવાળીજ ચોપડીયો છોકરીઓમાં ચલાવી વ્યાકરણ, ભુંગોળ, ઈતિહાસ અને અંકગણિતાદિક વિષયોમાં પ્રવીણ બનાવી પરિક્ષાઓ પસાર કરાવે છે. ધર્મ અને પતિગૃહ સંસાર ચલાવવામાં ઉપલી કેળવણી કેટલી અપૂર્ણ અને નકામી થઈ પડે છે કે ન પૂછો વાત! અર્થાત્ પુર્વ સંસ્કારને યોગે બાલક, વૃદ્ધ, રોગી, ગરીબ, અપંગ અથવા દરીદ્રતાવાળો પતિ મળ્યા પછી પણ ઈશ્વર ઈચ્છા સમજી સંતોષ માની તેના દુખી દિવસોમાં ભાગ લઈ અર્ધાંગનાની ખરી ખ્યાતી મેળવી આનંદથી

સંસાર ચલાવવાનું ઉપલી કેળવણીથી બનતું નથી. અને વર્તમાન કાળની શિક્ષણ પદ્ધતિનો ઝેરી પવન એટલે સુધી અસર કરે છે કે–તેવી વિદ્વત્તા ધરાવનારી સ્ત્રીયોના પતિ "કાળા અક્ષરને કુટી મારે" એવા હોય છે એટલે નિરંતર પોતાનેજ પોતાની સ્ત્રીના તાબામાં રહી પેટ ભરવું પડે છે. વળી ધર્મ સબંધી કેળવણીના અવરોધથી પતિ સેવાનું ખરૂં સાર્થક લક્ષમાં આવતું નથી. એટલે અધુરા જ્ઞાનમાં પ્રેમના ગરબાઓ, શૃંગારિક નાટકો અને તે વિના અંદર ખાતે ઉપદેશી છતાં પણ બ્હારથી સ્ત્રીયોને ઠગવિદ્યા શીખવનારાં પુસ્તકો સ્ત્રીયોનાં વાંચવામાં આવ્યાથી તેમની અજ્ઞાનતાવાળી મતિ તેવા અનિતિના પ્રયોગો કરવા ભણી ઝટ દોડે છે. એટલુંજ નહીં પણ કેટલાક જુના વિચારનાં માબાપોના મનમાં "વિદ્યા શીખવેથી સ્ત્રીયો વ્યભિચારી નિવડે" આવી અસર થયાથી સર્વ જગત પાલક અને બુદ્ધિને રત્ન સમાન મૂલ્યવાન કરનારી સરસ્વતી પણ તેવા અજ્ઞાનોના યત્નથી નિંદાય છે!! આ બધું વર્તમાન સ્ત્રી કેળવણીની અપૂર્ણતા અને ખામીને લીધે છે; ખરી સ્ત્રી કેળવણી શું તે સમજવામાંજ આવતું નથી. પતિવ્રતા સ્ત્રી સદ્‌ગુણી માતા સુશીલ બ્હેન અને પુત્રી અને ધાર્મિષ્ટ નીતિમાન સ્ત્રી બનાવવાની કેળવણીજ ક્યાં છે?

માબાપો કે પતિના કહ્યા પ્રમાણે વર્તનારી પરતંત્ર સ્ત્રીયો તેમની હયાતીમાં કવચીતેજ અમાર્યાદાથી વર્તે; પરન્તુ પતિના મરણ પછીથી ત્હેની સઘળી મીલકત સ્વતંત્ર રીતે પોતાના હાથમાં આવે, હલકી કેળવણી લીધેલી અથવા કેવળ અભણ, પણ કોઈ અજ્ઞાન સ્ત્રીઓની સંગત થએથી તેણીઓના નીચા ઉપદેશથી અને દ્રવ્ય સત્તાના અ-

ભિમાનથી તેવી વિધવાઓની ચિત્ત વૃત્તિ એકાએક ભ્રમણતામાં પડી ઉન્મદ બની પતિ મરણનો વૈરાગ્ય શોક તજીને હરાયા સાંઢ પ્રમાણે દેવ દર્શનાદિ ધર્મ કૃત્યોને નિમિત્તે પણ આમ તેમ તેઓ ભમે છે. ઘણા દિવસ લગી કારાગૃહ જેવી ભોગવેલી દુખી પરતંત્રતાની બેડી તોડી વિધવાઓને અયોગ્ય ગણાતાં વસ્ત્રાભૂષણો સજી સૌભાગ્યવંતી સ્ત્રીઓ સમાન ફરી અધુરો રહેલો સુખોપભોગ લેવાની ઈચ્છા રાખે છે; પતિએ કે તેના વડિલોએ બહુ શ્રમથી મેળવેલા દ્રવ્યના ભોક્તા તેણીના જાર પુરૂષો થાય છે. અને પ્રથમથીજ ખરી સ્વતંત્રતાના સુખને સ્વપ્નામાં પણ નહીં ઓળખનારી વિધવાઓ પોતાને હાથે આવેલા ધનનો આડે માર્ગે વ્યય કરી પરપુરૂષોને ખુશી રાખી ધર્મભ્રષ્ટ કૃત્યો કરી આનંદ માને છે. પરન્તુ તેવાં પાપી કૃત્યોનું પરિણામ કેવું નિપજશે? ત્હેનો લેશ માત્ર પણ પ્રથમથી વિચાર કરતી નથી. અને આખરે તેમનાં કુડાં કૃત્યોનું પરીણામ ચક્ર ફરે છે ત્યારે તેવી અવિચારી વર્તણુંકથી દુઃખ થતાંજ તુર્ત પશ્ચાતાપ થતાં તેઓ અજ્ઞાન બુદ્ધિથી આત્મઘાત કરવા તત્પર થાય છે. આ બધું શાને લીધે? ખરી સ્ત્રી કેળવણીને અભાવે—અને હાલની કેહેવાતી કેળવણીએ જુના બંધો તોડી નાંખી તેને બદલે સુખકારી વ્યવસ્થા નહિ સ્થાપી ઉચ્છંદ ખળતા અને સ્વચ્છંદતાને બ્હેકાવી મુકી તેથીજ! શિવ શિવ શિવ શિવ !!!

કેટલાક પુરૂષો સ્ત્રીયોના પ્રેમમાં તલ્લીન થઈ પ્રાણથકી પણ અધિક પ્યારી માની લાડ લડાવી જોઈતી વસ્તુઓ પુરી પાડવામાં અખુટ ખજાનો ખરચે છે. આખો દીવસ બીજાં કામો તજી દઈ સદાકાળ ત્હેનીજ પાસે બેશી રહી

દંપતી સુખનો લ્હાવો લેવામાં શ્રેષ્ટતા માને છે; પોતાના અંતરની ગુપ્ત અને અઘટિત વાતો પણ સંપૂર્ણ પ્રેમમાં ઉભરાઈ જઈ સ્ત્રીયો આગળ કહે છે. અને તેવી રીતે કર્મણુક ચાલ્યાથી તે સ્ત્રીયો એટલી બધી ઉન્મત થઈ "કારણુ કે અધુરો ઘડો છલકાયજ" જાય છે. કે પોતાના પીયરમાંનાં કે સાસરીયાંનું કહેલું યોગ્ય હોય, તથાપિ તે માનતી નથી. એટલુંજ નહીં, પણ બહુ દિવસો લગી લડાવેલાં લાડની વાતોનું ભાન ભુલી જઈ "પાળેલો સર્પ કરડે" એવું કરે છે. પોતાનો પતિ કોપાયમાન થઇ શું કહેશે અથવા કરશે એવી વાતનો ભયનો મુદ્દલ રહેતોજ નથી. અને કોઈ વેળા તેમાંનું કંઈ બને છે તો એકદમ જુસ્સામાં આવી જઈ અગળી બની કલ્પાન્ત કરી લોકો આગળ રડી રડી પોતાના પતિએ પ્રેમના આવેશમાં કહેલી ગુપ્ત વાતો જાહેરમાં આણીને અપશય પાત્ર બનાવે છે. અથવા તેમાંથી પતિનો જીવ પણ જશે એ વિચાર પેલી સાહસ કૃત્ય કરનારી સ્ત્રીઓના મનમાં આવતોજ નથી. સ્ત્રી પ્રત્યે પતિની સત્તા કેટલી છે તે સમજવાને અશક્તિ ધરાવનારા વિદ્વાન અથવા અજ્ઞાન પુરૂષો પણ પ્રેમમાં નિમગ્ન રહી પોતે પરસ્વાધીન થઈ સ્ત્રીયોને સ્વચ્છંદતાનું મુળ રોપી આપે છે. એટલે તે વૃક્ષનો ઉદય થયા પછી તેવી સ્ત્રીયો કેવળ સ્વચ્છંદ રીતેજ વર્તણુંક ચલાવીને તેવા સમજુ પુરૂષોને પણ દુઃખમાં નાખે છે જેથી પાછલે ભાગે તેવા વિદ્વાનો "અરે તેમને વિદ્વાનો કોણ કેહે,"—પણ પોતાના કૃત્યોથીજ નિપજેલાં દુઃખોનો પશ્ચાતાપ કરી ચીંતામાંજ આયુષ્ય ગુમાવે છે.

સમજુ કૃપાવંત વાંચનાર! સ્ત્રીયોને ગુલામ પ્રમાણે, પરતંત્ર રાખવી, તેના ઉપર મુદ્દલ પ્રીતી નહીં દર્શાવતાં ક-

વળ સન્યાસી અવસ્થામાં જન્મ ગુમાવવો, અથવા નિશાળમાં શિક્ષણ નહીં આપતાં મૂર્ખ રાખી તેનું અમૂલ્ય આયુષ્ય વ્યર્થ જવા દેવું, અને ગ્રહસ્થાશ્રમમાં જોયતી વસ્તુઓ આણી આપવામાં ખર્ચ નહી કરતાં તેમને શોકાતુર અવસ્થામાં રાખી કલહ કરાવી અપ્રીતિપાત્ર બની નિર્વંશ કહાઢવો એવો આ પુસ્તક લખનારનો આશય નથી. પરંતુ સ્ત્રીયોને નિરંતર ઉપયોગી ગ્રહસ્થાશ્રમ ચલાવવાનીજ કેળવણી અપાય, પતિ પ્રત્તે પત્નિનો કેવો આવિર્ભાવ રહેલોછે તે શીખવાય, સ્ત્રીયોને મર્યાદામાં રાખી સંસારક્રમ ચલાવાય, અને યુગ મહાત્મ્યને અનુસરી તેમનાં કોઈ કોઈ પ્રસંગોમાં થનારાં કાપટ્યવાળાં ચરિત્રોની વાર્તાઓને ધ્યાનમાં લઈ પ્રીતિના પુરમાં ઉછળી નહીં જતાં યથાનુંકૂળ તેને આનંદી રાખી સ્ત્રી પુરૂષોએ સંસાર સાગરમાં નિર્વાહ કરવો એજ શ્રેષ્ટ અને શ્રેયસ્કર ક્રમ છે એમ આ ગ્રંથનો લક્ષ્યાર્થ છે.

"સંગીત સુભદ્રા" નાટક છપાવતા પેહેલાં આ વાર્તા લખવા માટે પ્રિય મીત્ર કાળીદાસ બાપુભાઇ પંડિત એમણે કેટલીક વખતે સુચના આપી મ્હારા કાળને ઉધમમાંજ રોકવા ધારેલું, તે આનંદ સાથે માન્ય કરીને સન ૧૮૮૮ ના મેએ માસમાં આ પુસ્તક લખી મુક્યું. પરન્તુ સંગીત નાટક છપાવવા કેટલાક દક્ષણી મિત્રોનો અત્યાગ્રહ જોઈ આશ્રયવિના આ પુસ્તકતુર્ત વેળા પડયું મુકેલું તે સદ ભાગ્યે હમણાંજ મ્હારા મર્મજ્ઞ વાંચક બન્ધુઓની સેવામાં અર્પૂ છું.

ગુજરાતીયોમાં નાટકનો ખેલ કરવાનું ક્વચિતજ બને છે અને ગાયન કળાનો વીચાર થોડો હોવાથી ગાયનના અ-

જાણ્યા લોકોમાં સુભદ્રા નાટકે ખરી રસિકતા ભાગ્યેજ આ-પી હશે. અને તેજ કારણથી કદાપી સ્તુતિ કે નિંદા થઈ હોય, તે વિશે કોઈપણ વખતે હર્ષ શોક કરવાનો મુદ્દલ વિ-ચાર નથી.

આ પુસ્તકને યથા શક્તિ ઉત્તેજન અપાવવામાં તથા દુર દેશાવર રહ્યા છતાં પત્રદ્વારે પૂર્ણપ્રીતીતિ દર્શાવવાનું રા. રા. વકીલ કુંવરજી કલ્યાણજી ( કચ્છ મુદરા ) અને ના-ગર ગુલાબશંકર કલ્યાણજી ( જુનાગઢ ) એ ગ્રહસ્થોએજ યત્ન કરેલું તેથી તે સર્વેનો આનંદસહ ઉપકાર માનું છું.

રસજ્ઞ વિદ્વાન વાંચનાર બંધુઓ ? અલ્પમતિના મનુ-ષ્યને હાથે લખાયલા પુસ્તકમાં સંપૂર્ણ દોષ હશેજ. પરન્તુ. તે ભણી ક્રુર દ્રષ્ટિ નહીં કરતાં અનુકુળ અર્થ લઈ ક્ષમા કરશો તો પ્રસિદ્ધિમાં લાવ્યાનું પણ સાર્થક થયું ગણાશે.

કેટલાક વ્યવસાયને લીધે આ પુસ્તકનાં પ્રુફસીટ વ-ગેરે તપાસવાનું કામ સુરત વાસી પ્રિયમિત્ર જગન્નાથ વિ-શ્વનાથત્રીવેદીએ પોતાને માથે લીધેલું જોઈ અત્યાનંદ સા-થે હું તેમનો આભાર માનું છું.

વિરક્ષેત્ર સુલતાનપુરા
કાર્તિક શુકલપક્ષ
૧૧૬૪મ શક ૧૮૪૭

સેવક.
ઝવેરીલાલધનસુખરામદિક્ષિત્
કર્તા.



# स्वच्छंद स्त्री.

## खण्ड १ लो.

### "અન્ન તેવો ઓટકાર."

ગુજરાત પ્રાંતની પૂર્વ દિશાએ આવેલી કનકાવતી નગરીમાં દયાશંકર નામનો એક બ્રાહ્મણ રહેતો હતો, ત્હેની સાત પેઢીથી યજમાન વૃત્તિનો જે ધંધો ચાલતો હતો, તે તેણે ચાલુ રાખ્યો હતો. ઘણાં વર્ષોથી જામેલા ઉદ્યમથી ત્હેને એટલો બધો લાભ થતો, કે સાંજ પડતા સુધીમાં તો અમણ દાળ, ચોખા, પોણો મણ લોટ અને શેર સવાશેર ઘી એટલું સાહિત્ય પંચ ભાગનું આવતું. તેમાંથી સ્ત્રી પુરૂષના નિર્વાહ જેટલું રાખી બીજું વેચી દેઈ રોકડ પૈશા કરીને પેટીમાં મુકતો હતો. મ્હોટી નગરીમાં પણ આવી યજમાન વૃત્તી કરનારા બ્રાહ્મણોનાં ઘરો થોડાં હોવાથી અઠવાડીયામાં બે દિવસ પણ ઘેર ખાવાનું તો ભાગ્યેજ બનતું. લગ્ન અને મરણ ક્રિયાનો સામાન ત્હેના ઘરમાં એટલો બધો એકઠો થએલો. કે પોતાના રહેતા ઘરમાં જગા નહી રહ્યાથી પાસેનું એક ઘર ભાડે રાખીને તેમાં ખાટલાઓ, ગોદડાં, વાસણો અને માટીના ઘડાઓ ઈત્યાદિ સામાન ભરી મુકી જે કોઈ ખરીદવા આવતું ત્હેને સસ્તી કીમતે પણ રોકડાં નાણાં લઈને વેચાણ આપતો હતો.

સવાર થાય કે ત્હેને પોતાનું બ્રહ્મકર્મ કરવાનું તો ભાન રહેતુંજ નહીં. પણ પથારીમાંથી ઉઠી દાતણ કરી મ્હોઢું ધોઇ ડાબલીમાંથી કંકુનો જુઠ્ઠો ટીલો કપાળે તાણી યજમાનોના ઘર ભણી જવાનોજ તે હરનિશ વિચાર કરતો. બ્રાહ્મણોએ નિત્યકર્મ તજ્યાથી બ્રહ્મત્વ નાશ પામે છે, બુદ્ધિ મલિન થાય છે અને નિત્ય નિત્ય દાન લેઈને યથાશક્તિ ધર્મકે ગાયત્રીનો જપ કરેતોજ મુક્ત થવાય છે." આ બધી વાતો માની લોભી દયાશંકર તો એક પણ સમજ્યો ન્હોતો. લોખંડ, કપાસ, મીઠું અને તિલપાત્ર, ધૃતપાત્ર જેવાં સાધારણ દાનો–કે જેને લેવા માટે સમજુ બ્રાહ્મણો કદી ઈચ્છા રાખે નહીં, તેવાં લેવામાં પણ તે તૈયાર થતો. અને અતિશય પ્રતિગ્રહ કરી તેમાંથી મુક્ત થવાનાં કાંઈ પણ સાધનો કરતો નહીં તેથી તેનું આખું શરીર કાળું કોયલા જેવું થઈ ગયેલું હતું. બંને હાથમાં કાળા કોઢનાં ચાઠાં ગોળાકારમાં પડેલા દેખાતાં, એટલુંજ નહીં પણ તેની સ્ત્રીની સ્વરૂપવાન કાન્તિ પણ ત્હેના ઘરનું અન્ન ખાઈને તેવીજ કાળી પડી ગઈ હતી. વીસ વર્ષની વયથી તે વૃદ્ધાપકાળ થતા સુધી પોતે ભીક્ષુકી ચલાવેલી તેથી પાંચ સાત હજાર રૂપઈયાનો અવેજ ત્હેની પાસે એકઠો થએલો, પરંતુ ત્હેનો ઉપભોગ કરનાર પુત્ર કે પુત્રી ન્હોતી. એટલે તે હમેશાં દિલગીર અવસ્થામાંજ રહેતો હતો.

ત્હેની સ્ત્રી **યશોદા** લગાર ધર્મભાવીક હતી. સંતાન મેળવવા માટે તંત્ર, મંત્ર અને અનુષ્ઠાનાદિ વ્હેમમાં પડીને દયાશંકરથી છાનો કેટલોક ખર્ચ તે કરતી, પણ યાચક વૃત્તિના અગાધ પાપથી સર્વ ક્રિયાઓ નિષ્ફળ જતી. આ જગતમાં પ્રત્યેક મનૂષ્ય–પોતાની તરૂણ તૃષ્ણાને લીધેજ સ્વદેહે

શ્રમ લઈ મુસાફરી કરે છે. મહા વેરાન જંગલમાં ભટકી ત્યાંનાં અપાર દુઃખો વેઠે છે; લઢાઈમાં ચઢી અમુલ્ય આત્માને શત્રુની તરવારની તીક્ષ્ણ ધારથી પળવારમાં છેદાવે છે અને પુણ્ય,, પાપ કે વિશ્વાસઘાત કરી દ્રવ્ય સંચિત કરવાનું કારણ તૃષ્ણા વિના બીજું એકે નથી. પરન્તુ પોતે જ્યારે એકલી અવસ્થામાં આવે છે, ત્યારે સઘળું દ્રવ્ય,, વસ્તુઓ, હજારો કે લાખો વિઘાં જમીનો અને બાગબાગાદિનાં વૈભવવાળાં ઉત્તમ સ્થળો પણ વધારે પડે છે.

વૃદ્ધવયે પોહોચેલા દયાશંકર પાસે થોડીક પુંજી થઈ, પણ પેટે સંતાન નહીં હોવાથી "આપણું કમાયલું કોણ ખાશે?" આ ચિંતા તેના મનમાં હરનીશ થતી હતી. એટલુંજ નહીં પણ વૃદ્ધાપકાળમાં યજમાનોના બ્હોળા કામ કાજે પોતાનાથી જવાનું બનતું નહીં, તેથી નિરાશ થઇને એક ગરીબ બ્રાહ્મણને સઘળી યજમાન વૃત્તિ શોંપી ત્હેની પાસે અડધો ભાગ લેવાનો તેણે ઠરાવ્યો.

સંતાન વિનાની શોકાવસ્થામાંજ થોડાંક વર્ષો ગુજાર્યા પછી સર્વ જગ્તનું પાલન કરનાર પરમાત્માને પણ ત્હેની ચિંતા પડી. અને પોતાને નિમિત્તે યશોદાએ કરેલા ધર્મનું સારૂં વાળવા માટે તે પૂર્ણ કૃપાળુ થયો. દયાશંકર જેટલો લોભી અને યાચક વૃત્તિથી બ્રહ્મતેજ ગુમાવી નિસ્તેજ બનેલો હતો. તેટલીજ યશોદા પુણ્યશીળ સ્વભાવની હતી. જેથી પોતાને ગર્ભ રહ્યાની વાત સમજાયાથી તેણીએ તે શુભ સમાચાર દયાશંકરને કહ્યા. સંતતિના શોકથી વ્યાકુળ થઈ સર્વ તૃષ્ણાને કોરે મુકી સ્થિર થઇ બેશી રહેનારા દયાશંકરે યશોદાની વાત સાંભળી અત્યાનંદમાં રહેવા માંડ્યું. અને ઈશ્વર કૃપાવડે બે ચાર મહિનામાં પૂર્ણ દિવસ થતાંજ તેણીએ એક બાળકીને જન્મ આપ્યો.

સંતાનની આશા રહેલી ન્હોતી. અને તેવા સમયમાં પરમાત્માએ પુત્રી આપી તેથીજ પુત્રોત્સાહ પ્રમાણે સંતોષ માનીને દયાશંકરે તેની છઠ્ઠીને દિવસે કેટલાક બ્રાહ્મણો જમાડ્યા. અને ખરી આસ્તાથી એક જોશીને બોલાવી જન્માક્ષર પણ કરાવી યશોદા પાસે વંચાવી ત્હેને યથાશક્તિ દક્ષણા આપી. દયાશંકરના હર્ષની સીમા રહી ન્હોતી પાંચ વર્ષની થતા લગી પુત્રીનું નામ નહીં પાડવાની તેણે બાધા રાખી. અને કેવળ સંતાન સુખની આશા નહીં રહ્યાથી યજમાન વૃત્તિ તજી બેઠેલો. તોપણ પોતાની પાસે સંગ્રહ કરેલી પુંજીથી તેણે ખાંધા પાંજરાનો ધંધો કરવા માંડયો. બ્રાહ્મણ કુળમાં જન્મ ધર્યો છતાં તે એક પથ્થર જેવોજ હતો. યજમાન વૃત્તિના ધંધામાંતો યજમાનના કાર્ય નીમિત્તે પણ સંધ્યા ગાયત્રીનું સ્મરણ થતું, પરન્તુ તે પછીથીતો દેવ કોણ, ગાયત્રી કે સંધ્યાનું શું મહાત્મ્ય છે, તે વાત ત્હેના સ્વપ્નામાં પણ આવતી નહીં. સવારથી તે દસ અગીઆર વાગતા લગી ઢેડ, ભંગીઆ, કોળી, વાઘરી ઈત્યાદિ નીચ લોકો જોડે વ્યાજની, કે આપેલા રૂપૈયાની તકરાર કરીને માત્ર જમવા વખતે લોટો પાણી શરીરપર ઢોળી જમવા બેસતો. જેથી તે ઉંચવર્ણનો બ્રાહ્મણ છતાં પણ નીચા જોડે વ્યાપાર કરી તેમના પૈશા લીધાથી તેવીજ નીચી અને મલિન મતિ દયાશંકરની થઈ હતી.

તે પોતાની પુત્રીપર અતિશય પ્યાર રાખતો હતો. બજારમાં જે વસ્તુ નવી દેખતો કે ત્હેની કીંમત પાંચ રૂપૈયા પડતા, તોપણ માગ્યા વિના તે પુત્રીને લાવી આપતો હતો. પુત્રી પાંચ વર્ષની થઈ ન્હોતી. એટલામાં ત્હેનાં સાલાં પગલાંથી ઈશ્વર કૃપાવડે યશોદાને પેટ બીજી પણ પુત્રી

અવતરી એટલે, પ્રથમની માનતા પ્રમાણે ઉત્સાહ કરી મ્હોટીનું **ચંદ્રભાગા** અને ન્હાનીનું **સરસ્વતી** એ રીતે નામ પાડી તે દિવસે પણ પોતાનાં સગાં સબંધીઓને આદર સહ જમાડયાં;

વૃદ્ધાપકાળના ખરાપ્રકાશથી દયાશંકરની આંખ્યોનું તેજ ઓછું થયું. જેથી પુત્ર કરતાં પણ અધિક પ્રિય માનેલી **ચંદ્રભાગા** ને હાથે લોકોના દસ્તાવેજો, દ્રવ્ય અને ઘરનાં ભારે ભારે વસ્ત્રાભૂષણો એક પેટીમાં મુકાવી તાળુ દઈ કુંચીયો પણ ત્હેનીજ પાસે રખાવતો, અને જ્યારે કાંઈ વસ્તુની જરૂર પડતી, ત્યારે પોતે ઉભો રહી બ્હાર કઢાવી પાછું ત્હેનીજ પાસે તાળુ દેવરાવી કુંચીયો તેને આપતો હતો. બાળક પુત્રીને હાથ આટલો બધો કારભાર નહીં સોંપવા માટે કોઈ કોઈ વાર દયાશંકરને યશોદા કહેતી, પણ તે માનતો નહીં.

**ચંદ્રભાગા** આઠ નવ વર્ષની હતી, પણ ત્હેની ચપળતા, સ્મરણ શક્તિ અને લાવણ્યતા એવી હતી કે ત્હેનાથી કાંઈ નુકશાન થતું, તોપણ તેણીના કાલા કાલા બોલવાથી દયાશંકરનો ક્રોધ ઉતરી જતો અને "કાંઈ (ચીંતા નહી)" કહી વધારે પ્રીતિ રાખતો. ઘરમાં શાક ભાજી જેવી જુજ. (કીંમતની વસ્તુઓ પણ બ્હેનને પુછ્યાવિના તે માંગાવતોજ નહી. અને તેણીને અપ્રિય વસ્તુ કદાપિ ભુલથી લવાતી. તો તે ફરીથી જોવામાંજ ન આવે એવી વ્યવસ્થા તે કરાવતો હતો. બાલ્યાવસ્થાવાળી **ચંદ્રભાગા** પોતાને હાથે સઘળી સત્તા આવેલી જોઈ કોઈ કોઈ વખતે અજ્ઞાનતાથી એવી હઠ લઈ બેસતી, કે કાંઈ ખપની વસ્તુ મંગાવવાની તે 'ના કહેતી, તો ત્હેનાવેના ચલાવતાં, પણ **ચંદ્રભાગાનું** મન દુખાવતાં નહીં.

**ચંદ્રભાગા** બાર વર્ષની થઇ એટલે ત્હેનું અને **સરસ્વતીનું** લગ્ન કરવાની ચીંતા દયાશંકરના મનમાં પેઠી. તે બિચારો રાત દિવશ વિચાર કરતો, પણ છોકરીયોના કર્મનો યોગ આવ્યા વિના કશીંજ સૂઝ પડતી ન્હોતી.

એક દહાડો કોઈને ત્યાં બ્રહ્મભોજન થએલું તેમાં દયાશંકર જમીને આવ્યો હતો. અને જાણે પેટ પારકું હોય એમ સમજી એટલું બધું જમેલો કે જેથી ઉઠવાની પણ ત્હેનામાં શક્તિ રહી ન્હોતી. ઉન્હાળાના દિવસો હોવાથી પવનવિના અતિશય અકળાવા લાગ્યો. જેથી ઘરપાસેના ઓટલાપર લીંમડાની છાયા નીચે ખાટલો નાંખી તે સુતો અજગર પ્રમાણે જમેલા દયાશંકરને પુષ્કળ અકળામણ થતી હતી, આમ તેમ આળોટી ઉંઘ લાવવાના ઉપાયો કરતો પણ તે સઘળું ફોગટ ગયું.

મધ્યરાત ગયા પછી દક્ષિણ દિશા ભણીનો પવન સુર સુર શબ્દે વાતો હતો. દિવસે મેહેનત કરી થાકી ગયેલા લોકો પોતાના ઘરો અને આંગણાંઓમાં નિઃશંકપણે ઉંઘતાં હતાં એટલે સર્વ ઠેકાણે શાન્ત થએલું જણાતું હતું અને દયાશંકરે પણ ઉડાવેલા મિષ્ટાન્નની ગભરામણ ઓછી થઇ શીતળ વાયુથી શાન્તતા મળ્યાથી પોતાની પુત્રીયોના લગ્નની વાત મનમાં ઝટ આવી. તે ખાટલામાં પડયો પડયો યોગ્ય જમાઈઓ ધારીને તેમનાં માબાપો ભણી કાગળો લખવા વિચાર કરતો હતો પણ તેણે ઉઠવાનો કંટાળો આણી સવારેજ લખવાનો નિશ્ચય કીધો.

બીજે દહાડે સવાર થતાંજ યશોદાને બોલાવી પોતે કરેલા નિશ્ચયની વાત કહી. અને **ચંદ્રભાગા** પાસે કાગળ ખડીયો મંગાવી ધારેલા જમાઈઓના બાપ ઉપર જેવા તેવા મજકુરથી પણ કાગળો લખી મ્હોક્યા. **ચંદ્રભાગા** જોકે

દયાશંકરને પ્રાણ જેવી વ્હાલી હતી અને "કોને કાગળ લખો છો બાપા?" એવું તેણીએ બે ચાર વખત પુછ્યુ પરન્તુ નક્કી થયા વિના છોકરા આગળ નહીં કહેવાની વાત ત્હેના મનમાં આવેલી એટલે કશોજ ઉત્તર દીધો નહીં. લખેલા કાગળો બંધ કરી થોડાક પૈશા આપી એક બ્રાહ્મણના છોકરાને ટપાલ ઓફિસમાં મોકલી ટીકીટો ચોટાડી પેટીમાં નાંખવાનું તેણે કહ્યું.

પોતાના બાપે છાનું રાખેલું જોઈ **ચંદ્રભાગાને** ખૂબ રોસ ચડયો. તે કલ્પાન્ત કરી રડતી રડતી કહેવા લાગી કે—"બઈરાં જાતિએ અભણ અવસ્થામાં રહેવું તે એક આંધળા માણસ જેવું છે. જો આ વેળાએ હું ભણેલી હોત તો તમે મ્હારાથી છાનું શી રીતે રાખત ? બાપા ? આપણા ગામમાં છોકરીયોને ભણવાની નિશાળ તો નથી ! પણ પેલા છોકરા ભણાવનારા મ્હેતાજીને બોલાવી મ્હારે માટે ભણવાનું નક્કી કરશો ત્યારપછી ખાવું છે. નહીંતો કુવામાં પડી આપઘાત કરીશ ! હું તમને વ્હાલી હોઉં તો આવી વાત મ્હારાથી છાની શાને માટે રાખો ? હું મરી જઇશ તો પણ **સરસ્વતી** બ્હેન છે એટલે મારૂ દુઃખ તમને વધારે સાંભરશે નહીં."

એવી રીતે **ચંદ્રભાગાએ** એટલો બધો કલહ કર્યો કે જમવાની વખત થએલી, અને સધળાં બેશી રહ્યાં પણ તેણીએ કોઈનું કહ્યું માન્યુંજ નહીં. સંતાન વિનાની આંધળી આંખે દેખતા થએલા દયાશંકરે ઘણીક રીતે સમજાવી, પણ તેણે તો એવી હઠ પકડી હતી કે તે ફેરવવાને કોઈનો એ ઉપાય ચાલ્યો નહિ. દયાશંકર જુના વિચારનો વૃદ્ધ માણુસ હતો. અને નવા સુધરેલા સમયમાં અપાતી કેળવણીથી નિપજતી અનીતિના સેંકડો દાખલા

તેણે સાંભળેલા હોવાથી **ચંદ્રભાગાને** અભણ રાખવાની ત્હેની વૃત્તિ હતી. પરન્તુ તે સ્પષ્ટ નહીં જણાવતાં માત્ર સમાધાન કરવા માટે બોલ્યો કે– બેટા **ચંદ્રભાગા!** આમ છેક છોકરવાદ કરી હઠ લઈ બેસે છે તે સારૂં નહીં. જો, હમણાં હમણાં છોકરીયોને ભણાવવા માટે સરકારે લાખો રૂપઈયા ખર્ચ કરી ગામે ગામ નિશાળો કહાઢી છે, પણ તેમાં છોકરાઓના જેવી ચોપડીઓ ભણીને છોકરીયોને ક્યાં ચાકરી કરવા જવું હશે? પણ એ તો લોકોનાં છોકરાંને તેવું ભણાવવાથી ઉલટી અભણ માબાપ અને તેમના ધણીની આબરૂ જવા જેવું છે હોય, સરકાર દરબારની મ્હોટી વાતો આપણે ગરીબ થઈને બોલીએ, તો વળી તેવા કામદારો આપણને દુઃખ દે. બ્હેન ત્હારે ભણીને શું કરવું છે? સ્ત્રીયોને સદાકાળ સારા વ્રતો કરી પ્રભુ કથા સાંભળીને દિવસો કહાડવાનું શાસ્ત્રમાં કહેલું છે. વળી હું ત્હને વિષ્ણુશહસ્ત્રનામ, ગીતાજી અને તેવા બીજા પાઠ કોઈ શીખવે એવી ગોઠવણ કરીશ પણ મ્હેતા-જી પાસે જઈ ચોપડીઓ વાંચવાનું ભણતર તો મ્હારે શીખવવુ નથી.

**ચંદ્રભાગાને** કહેવામાં દયાશંકરે ઘણીક માથાફોડ કરી. અને પોતે કાને કાગળો લખ્યા, તે સઘળું ખરેખરૂં કહ્યું. પણ **ચંદ્રભાગાના** મનમાં તો હઠીલું ભૂત એવું ભરાઇ બેઠેલું હતું કે કશુંજ સાચું નહીં માનતાં વધારે વધારે રૂદન કરી, બેઠી હતી ત્યાંથી ઉઠી મરવા માટે કુવા ભણી દોડી થાળામાં લાંબા પગ નાંખી રડવા લાગી.

છોકરીની ખરાબ હઠ જોઈ દયાશંકરને પુષ્કળ ક્રોધ ચઢ્યો. પણ તે મરી જશે એવી બ્હીકથી પાછળ દોડી કુવામાં પડતાં અટકાવી ઘેર લાવ્યો. અને કહ્યું કે–બેટા!

તું મ્હોટીને સમજે છે. ઘરનું સઘળું કામકાજ ત્હેને પુછ્યા વિના હું કશુંજ કરતો નથી. આવી ઘેલાઈ કહાઢી અમને સંતાપ કરાવે ત્યારે ત્હારૂં જોઈને **સરસ્વતી** પણ શીખે ત્હેનો વિચાર કેમ કરતી નથી? મ્હારે ઘેરતો જેવી હઠ કરીશ તેવી હું સહન કરીશ. પણ પારકે ઘેર (સાસરામાં); ત્હારો એકે દિવસ સમાસ થશે નહીં!

દયાશંકરે જેજે વાતો કહી, તે ડાબે **ચંભાગાદ્રએ** કાને સાંભળી જમણે કાનેથી બ્હાર કહાઢી નાંખેલી જોઈ તે ઘણો ક્રોધાનિષ્ટ થયો પરન્તુ બાળપણથી લાડ લડાવી સર્વ દ્રવ્ય અને ઘરનો કારભાર તેને સોંપેલો તેથી તેણે પોતાના આત્માને ધિઃકારી લાચારી સાથે તેણીનું કહેલું કબુલ રાખ્યું. બાપે 'હા' કહેલી સાંભળી **ચંદ્રભાગા** ખુશી થતી ઉઠીને તુરત જમવા બેઠી. અને પોતાના કાલા શબ્દો બોલવાની ઘેલછા એટલી બધી દેખાડી કે દયાશંકરનો પણ ક્રોધ ઉડી જઈ ત્હેને પ્યારથી પાસે બેસાડી ઉલટથી ચુંબન કીધું. બીજે દિવસે દયાશંકરને જોડે તેડીને **ચંદ્રભાગા** મ્હેતાજીને ઘેર જઈ એક કલાક પોતાનેજ ઘેર શીખવવા આવે એવું તેહુની પાસે નક્કી કરાવ્યું.

તાપ ત્હાઢમાં રખડી યજમાનો પાસે ભિક્ષુકી કરી બ્રહ્મતેજ ગુમાવી દ્રવ્ય સંગ્રહ કરનારા દયાશંકરને મ્હેતાજીએ માગેલા દરમાસે બે રૂપઇયા વધારે પડતા હતા, પણ દીકરીના લાડની ખાતર તેણે કશીજ રીતે ના પાડી નહીં.

લગ્ન કરવા માટે લખેલા કાગળો પેલા છોકરાઓ (જમાઈયો) ના બાપને પોહોચ્યા કે તુર્ત તેમણે પોતાના છોકરાઓને જોવા માટે કનકાવતી નગરી ભણી મોકલ્યા અને તેઓ પણ એક બે દહાડામાં સાંજ પડવાની વેળાએ ત્યાં આવી પહોંચ્યા.

આવેલા જમાઈયોની કાન્તિ અને વાકપટુતા જોઈ દયાશંકરે આનંદ પામી તેમની ખરદાશ લેવામાં ખામી રાખી નહીં. ચંદ્રભાગા માટે જે છોકરાને ધારેલો તેની વય અઠાવીસ વર્ષની હતી. તેન વાયુગની ઈંગ્રેજી વિધામાં ભરપુર કુશળ હતો. અને ત્હેનો બાપ જો કે મ્હોટો વ્યાપારી હતો, તોપણુ તેવો વ્યાપાર કરવામાં ત્હેનું ચિત્ત નહીં ચોટવાથી મ્હોટી પરિક્ષા આપી વકીલાતનો ધંધો એવી ચાલાકીથી ચલાવતો હતો, કે મ્હોટા મ્હોટા ન્યાયશાસ્ત્રના જાણુનારા ઇંગ્રેજો પણુ તેને સારૂં માન આપી પ્રસંગોપાત તેને સલાહ પુછતા હતા. ચંદ્રભાગાનો થનારો પતિ આણુંદલાલ જો કે લગ્ન કરવા માટે આવેલો હતો, તોપણુ ઘડીકમાં ત્હેના મનમાં એવો તુરંગ આવતો કે ઉઠીને ચાલ્યા જવું. પરન્તુ લોકાપવાદથી ડરીને ત્યાંહાં રહી "લગ્નનું નક્કી થયું" એવા ભાવાર્થપર દયાશંકરના કહ્યાથી પોતાના બાપને કાગળ લખ્યો.

સરસ્વતી જોડે જેનું લગ્ન થનાર હતું તે એક રજવાડાના રાજ્ય ગુરૂનો છોકરો હતો. અને ત્હેની આવકમાં કેટલોક ઘટાડો થએલો, હતો તોપણુ બે, ત્રણુ માણુસોને જોડે તેડીને તે ઘણુા ઠાઠમાઠ સાથે આવ્યો હતો.

બંને જણુાઓને પસંદ કરી તેમનાં માબાપો ઉપર તાકીદનો કાગળ લખી જાન સહિત તેમને બોલાવ્યાં. અને જમાઈઓને તુર્તવેળા રજા આપી દયાશંકર પણુ લગ્નનો સરસામાન કરવામાં ગુંથાયો

કાગળો પોહોચતાંજ હર્ષભેર લગ્નનો સામાન કરીકારવી સગાં સબંધીઓને જાનમાં આવવાનું કહેણુ કહાવી ઠરાવેલે દિવસે વાજતે ગાજતે વ્હેવાઇયો કનકાવતી જઈ પોહોચ્યા.

વૃદ્ધાપકાળમાં પણ દયાશંકરને આ પુત્રીયોના લગ્નનો લ્હાવો એક પુત્ર લગ્ન સમાન આનંદ આપતો હતો. તેણે પોતાની શક્તિ પ્રમાણે ખરચ કરવામાં પાછું જોયું નહીં મ્હોટો માંડવો કરાવી તેમાં રંગી બેરંગી લુગડાંની છતો (ચંદરવા) બંધાવી શાહુકારોને ઘેરથી બીલ્લોરખાનું માગી આણીને પણ માંડવામાં લટકાવી દિપાવવામાં તેણે કમી ના-રાખી. પોતાની ન્યાતના બ્રાહ્મણો જ્યાં જ્યાં રહેતા હતા ત્યાંથી બોલાવી મેળાવો કરી તેમને ચાર દિવસ રાખ્યા. અને નવાં નવાં જમણ કરી વિદાયગીરી આપતી વખતે દરેક માણસ દીઠ તેમને આઠ આઠ આના દક્ષણા આપી. ટુંકામાં તેણે લગ્નોત્સાહ કરવામાં પોતાની શક્તિ પ્રમાણે સારો ખર્ચ કર્યો. બંને પુત્રીઓના વરને પાસે બોલાવી ઘણુંજ હર્ષથી એક પાઘડી, ધોતીયું અને અંગરખું ઈત્યાદિ પાંચે વસ્ત્રો આપ્યાં અને તેઓ પણ ત્હેને પગે લાગી આવેલી જાન સહિત હર્ષભેર પોતાના ગામ ભણી ગયા.

ઘણાં વર્ષોથી દયાશંકરે યજમાન વૃત્તિનો ધંધો જોકે છોડી દીધો હતો તથાપિ તેણે પ્રથમની ગરીબ અને ધન-વાન ગ્રહસ્થો જોડે વાપરેલી સમયસૂચકતાથી ખુશી થઈ તે-ઓ સઘળાઓએ મળીને તેનો લગ્નનો ખર્ચ પુરો કરી આપ્યો. એટલુંજ નહીં, પણ વળી જે ગરીબ લોકોમાં તે વ્યાજ વટાનો વ્યાપાર કરતો હતો, તેમણે પણ આવા શુભ પ્રસંગે ચાંલ્લા નિમિત્તે થોડી ઘણી રકમ કરી આપી જેથી સઘળો ખર્ચ જતાં દયાશંકરને પાંચશે રૂપઈઆ નફો રહ્યો.

જુના વખતથી વાસ કરી સર્વમાં પ્રિય થઈ પડેલા દયાશંકરને ઘેર વૃદ્ધાપકાળમાં લગ્નોત્સાહ થએલો જોઈ સઘ-ળા શેહેરી લોકો આનંદ પામ્યા હતા. જે લોકોને ઘેરથી

ચાંલ્લો આવ્યો હતો તેમને તેણે એક દહાડો જમાડ્યા. અને તે પછી તો દરરોજ દયાશંકરના ઘરનાં માણસોને પણ પોતાના ખાતાદાર નીચી વર્ણના લોકોમાંથી શીધાં મળવા લાગ્યાં. જેથી છ સાત મહીના લગી મનગમતું નવું નવું ભોજન મળ્યું.

ચંદ્રભાગા અને સરસ્વતીને તો બાળપણથીજ ચિંતા કે ભય નહોતો. અને મિષ્ટ ભોજનો મળ્યાથી તેમનું શરીર પણ પુષ્ટ બન્યું હતું. ચંદ્રભાગા તો પ્રથમથીજ લાડમાં મ્હોટી થઈ ઘરની સત્તા લઈ બેઠેલી એટલે દયાશંકરનું કે યશોદાનું કહેલું કાંઈજ સાંભળતી નહીં. અને તેઓ ઘડીકમાં તેણીના ઉપર ક્રોધ કરીને પાછાં શાન્ત થતાં એવું હમેશાં ચાલતું, પણ ત્હેનું જોઈને સરસ્વતી પણ તેવું સામું બોલવા શીખી હતી. કાંઈક ઉપદેશ જેવું સરસ્વતીને કહ્યું હોય તો લાગલી ચંદ્રભાગા ધુરકીને વચમાં બોલી સઘળાંને બોલતાં અટકાવતી.

દયાશંકર એક જુના વિચારનો વૃદ્ધ માણસ હતો. અને તે કાંઈ વધારે ભણેલો ન્હાતો. પણ ત્હેને ઘણાં વર્ષોનો અનુભવ હોવાથી લાડમાં ઉછરેલી છોકરીઓને પોતાના સામું બોલતી જોઈ તેને સંતાપ થવા લાગ્યો. અને તેવી બાળક છોકરીને ઘરની સઘળી સત્તા આપેલી તે વાતનો હવે તેને પાછળથી પસ્તાવો થયો. પણ થઈ ગએલી વાતનો ઉપાય રહ્યો ન્હોતો. જેથી પ્રભુઇચ્છા માની તેમને સાસરે મોકલવાનો તેણે નિશ્ચય કીધો.

લોક રૂઢી પ્રમાણે "ઉજ્જડ ગામમાં એરંડા પ્રધાન" જેવા એક જોશીને બોલાવી પુત્રીઓને વળાવવાનો દિવસ જોવરાવ્યો. અને પોતાની શક્તિ પ્રમાણે છોકરીઓને સાસ-

રત્નાસો આપી શુભ મુહૂર્તે વિદાય કરવા માટે ઘરનાં તેમ-જ કેટલાંક સગાંવ્હાલાં આગગાડીના સ્ટેશનપર ગયાં.

બાળપણથી અતિશય લાડમાં ઉછરેલી ચંદ્રભાગાને બાપના ઘરની સઘળી સત્તા છોડી સાસરે જઈ પરાધિન પણામાં રહેવું મુદ્દલ સારૂ લાગવાનું ન્હોતું. અને તે વાત સાંભરી આવ્યાથી તે સઘળાં પાસે દયામણું મ્હોં કરી રડતી હતી. પણ આવેલાં માણસોએ તેને કેટલોક ઉપદેશ કરી ઠપકો દીધાથી તે છાની રહી. થોડીવાર બેઠાં નહીં એટલામાં ગાડી આવી જેથી બંને પુત્રીઓને દયાશંકરે ગાડીમા બેસારી વિદાય કીધી.

દયાશંકરની પ્રીતિ ચંદ્રભાગાપર વિશેષ હતી. અને તે બંન્ને પુત્રીઓની વસ્તી ઓછી થયાથી તેને કેટલાક દહાડા લગી પોતાના ઘરમાં ગમ્યું પણ નહીં. જ્યારે જ્યારે પુત્રીઓના લાડમાં બોલેલા શબ્દો સાંભરતા, ત્યારે દયાશંકરના મનમાં પુષ્કળ ખેદ થતો. અને કદી કદી પુત્રીની પ્રજા નિરર્થક છે એમ સમજી વૈરાગ્ય પામી એકલો બેસી રડતો. પણ વળી "કદી આવશે" એમ પોતાના મનનું સમાધાન કરી સ્થિર બેશી ચાલતા ઉદ્યમમાં તત્પર રહેતો હતો.

---

## खण्ड २ जो.

### "કરો તેવું પામો."

બાપનું ઘર છોડીને સાસરે આવતાંજ અહીંનો સર્વ કારભાર ચંદ્રભાગાને માથે પડચો. ત્હેનો વર આણંદલાલ એક ખુશ મીજાજી અને વકીલાતના ધંધામાં બહુ પ્રખ્યાત માણસ હતો તેથી તેને ઘેર રાત દિવસ ન્હાના મ્હોટા સં-

કડો અહસ્થો આવતા. દયાશંકર જેવા વૃદ્ધ બાપને ઘેર અ-
તિશય લાડમાં ઉછરેલી ચંદ્રભાગા સાસરાના અજાણ્યા ઘર-
માં કામકાજ વખતે ગુંચવાતી અને તે આણંદલાલને પુછ-
વાનું કરતી, પણ હમેશાં મનુષ્યોની મેદની ભરાયલી જોઈ
કાંઈજ નહીં પુછતાં મનમાં મુંઝાઈને જેમ થતું તેમ કરી-
ને નભાવતી હતી.

આણંદલાલનામાં ઇંગ્રેજી વિદ્યાએ પુર્ણ પ્રવેશ કરેલો
હતો, એટલે તેમના જેવો પોશાક રીતભાત અને સ્વભા-
વ પણ ઇંગ્રેજો જેવોજ ઉદ્દાર રાખતો હતો. તે કોઈ વેળા
કોપાયમાન થતો, તો પોતાના હાથજ ટેબલપર અફાળી
ખરો ક્રોધ દેખાડતો. અને ચાકરોને કાંઈ કહેવામાં પણ વ-
ખતે ઇંગ્રેજી શબ્દો બોલી જતો. જોકે ઘણા વકીલો થયાથી
આણંદલાલને વિશેષ મળતર ન્હોતું, તથાપિ તેના બાપના
પ્રથમના વ્યાપારથી અને પોતાની વકીલાતમાં મેળવેલી
ખ્યાતિથી રાજસ્થાનોમાં અને કચેરીઓમાં ત્હેને ઘણું માન
મળતું હતું. એટલુંજ નહીં, પણ સરકારી પગાર ખાનારા
શિપાઈઓ અને કારકુનો સુધાંત તેને આવેલો જોઈ જગા-
પરથી ઉઠીને સલામ કરતા હતા.

ન્હાની વયમાંથી અભ્યાસ કરી ઝીણાં ઝીણાં લખાણો
વાંચીને આણંદલાલની નેત્ર શકિત ઓછી થએલી, એટલે
ઉપનેત્ર (ચશમાં) ઘાલ્યા વિના તેનાથી કશુંજ દેખાતું ન્હોતું
અને લોકોના કામના કાગળો જોવામાં તે એટલો ગુંચવાતો
કે તરૂણ પત્ની ચંદ્રભાગા સંસારનું સુખ લેવા માટે આ-
વેલી, તે પણ સ્મરણ તેને રહેતું નહીં. કોઈ અગત્યના
કામનો ખુલાસો લેવા તે તેની પાસે આવી પુછતી તો
'તું જાણે' કહી તે વખતે તેણીને ત્યાંથી વિદાય કરી પોતે
એકલો બેશી કાયદાના પ્રશ્નો ઉપર વિચાર કરતો.

સંસારક્રમ ચલાવવાની રીતભાતથી **ચંદ્રભાગા** કેવળ અજાણી હતી. અને **આણુંદલાલ**ને પુછતાં તે ખરો ખુલાસો આપતો નહીં જેથી પોતાનીજ મતી પ્રમાણે તે કરી લેતી; અને તેમાં કાંઈ બગડતું તોપણ આણુંદલાલ તેણીના ઉપર કોપતો નહીં.

**આણુંદલાલ**નીજ પંક્તિમાં ભળે એવા કેટલાક તરૂણ વિદ્વાન મિત્રો હ્હેને ઘેર આવતા, અને તેઓ છુટથી **ચંદ્રભાગા** જોડે હાસ્યવિનોદની વાતો હદ્દથી વધારે બોલીને કરતા, પરન્તુ ઇંગ્રેજોની રીતના વિચારે **આણુંદલાલ**ના હૃદયમાં સંપૂર્ણ પ્રવેશ કરેલો, એટલે તરૂણ સ્ત્રીયો સાથે પર પુરૂષોને નહીં બેસવા દેવા, અને વધારે બોલવાથી શાં પરિણામો નિપજે છે" ઈત્યાદિ વાતોનો વ્હેમ હ્હેના ભોળા સ્વભાવથી કદી પણ આવતો ન્હોતો. જેથી પોતાના મિત્રો કે હમેશાં ઘરમાં આવનારાં બીજાં મનુષ્યો જોડે પણ વાત ચીત કરવા માટે **ચંદ્રભાગા**ને અડચણ પડતી નહીં.

લોકોના કામની ચિંતામાં અને ઇંગ્રેજોની રૂઢી પ્રમાણે પોતાના જેવા હિંદુઓએ વર્તી સુધારો કરવો એવા વિચારમાં મગ્ન રહેતો હતો. તરૂણ પત્નિ **ચંદ્રભાગા** ગૃહ સંસાર કેવો ચલાવે છે, તેણીનો સ્વભાવ કેવો છે, સ્ત્રીયો ઉપર પુરૂષે કેટલી સત્તા રાખવી એમાંનું કશુંજ **આણુંદલાલ** વિચારતો નહીં. તે જે કરતી અને તેમાં કાંઈ બગડતું અથવા ન થતું તોપણ હ્હેને ઠપકો આપવાનું હ્હેની ધ્યાનમાં કદીજ આવતું નહીં. પરન્તુ દિવસાનું દિવસ અધિક પ્રીતિની દ્રષ્ટીએ જોતો હતો. કોઈ કોઈ વાર મિત્રોના આગ્રહથી **આણુંદલાલ** હવા લેવા માટે બાગમાં જતો. તોપણ **ચંદ્રભાગા**ને ગાડીમાં બેસાડી પોતાની જોડે લેઈ જતો. અને

ત્હેનો હાથ ઝાલી બાગમાં ફરવાનાં કૃત્યોમાં તે ભારે મહ-
તા સામજતો હતો.

કામની અડચણોથી હમેશાં બાગમાં ફરવા જવાનું **આણંદલાલ**થી બનતું નહીં. પણ ત્હેના મિત્રો પોતાની સ્ત્રી-
યો સાથે અથવા એકલા આવી ત્હેને કહેતા કે તુર્ત પોતે નહીં જતાં **ચંદ્રભાગાને** મોકલતો. **ચંદ્રભાગાને** આવે છ માસ પણ પુરા થયા ન્હોતા એટલામાં ઘરનો સઘળો કાર્ય-
ભાર અને કીંમતી સામાનની કુંચીયો પણ ત્હેની પાસેજ સોંપી દીધી. કોઈ વેળા કામથી મુક્ત થઈ પોતે હર્ષમાં બેઠો હોય, તો સામી ખુરશી નાંખી તેપર **ચંદ્રભાગાને** બે-
સાડી દરબારની વાતો કહી તે તેને આનંદમાં રાખતો હતો.

**ચંદ્રભાગા** જ્યારે સાસરામાં પેહેલીજ આવી ત્યારે તો કેવળ અજાણી હોવાથી તેણીને સઘળું કામ બહુ અ-
ઘરૂ લાગ્યું. પરન્તુ પાછળથી જેમ જેમ **આણંદલાલ**ના સ્વભાવની તેણીને ખાત્રી થઈ તેમ તેમ **દયાશંકર**ના ઘર કરતાં અહીં વધારે સુખ અને સ્વતંત્રતા જોઈ, કેવળ આનંદમાં રહેવા લાગી. ઘરનું કાંઈ કામ **ચંદ્રભાગાને** કરવું પડતું નહીં, પણ ચાકર, રસોઈયાની દેખરેખ રાખી માત્ર વખતસર કામ લેવું એટલીજ કાળજી તેને રાખવી પડતી. બજારમાંથી મંગાવવાની વસ્તુમાટે **આણંદલાલ** પાસે આવ-
નારા માણસો સો, વખત ધક્કા ખાઇને પણ લાવી આપતા હતા. **આણંદલાલ**ના કચેરીમાં ગયા પછી ચંદ્રભાગાને કાંઈ કામ નહીં હોવાથી નવરી બેસતી અને **દયાશંકર**ને ઘેર શીખ વવા આવનારા મ્હેતાજીએ તેણીને છોકરાઓના જેવીજ અ-
ધુરી કેળવણી આપવાનો માર્ગ દેખાડેલો એટલે અહીંયાં પણ નાટકો, રસિક વાર્તાઓ અને સ્ત્રી ચરિત્ર આદિ પુસ્ત-

કો વાંચવાનો શોખ તેને ઉત્પન્ન થયાથી **આણંદલાલ**ના મિત્રોની સ્ત્રીયો પાસે તેવાં પુસ્તકો મંગાવીને વાંચતી હતી. અને તેઓ પણ ઘણા હર્ષથી મોકલી "થોડા દિવસમાં વાંચી રહી બીજી મંગાવજો" એમ ત્હેના ચાકર જોડે ખબર કહાવતી હતી.

એક દહાડો સાંજની વેળાએ તે વાંચતી હતી, એટલામાં **આણંદલાલ** કચેરીમાંથી ઘેર આવ્યો. અને પોતાની સ્ત્રી ભણેલી છે એમ આજસુધી ત્હેના જાણ્યામાં ન્હોતું તેથી તેણીને વાંચતી જોઈ ખુશી થઈ બોલ્યો કે—

વાહ, વાહ ! તમે પણ મ્હારા ઘરને દિપાવો એવાંજ યોગ્ય મળ્યાં છો. આવું વિદ્યાનું ગુપ્ત ધન તમારી પાસે હશે એમ આજસુધી હું જાણતો ન્હોતો. મ્હારી આગળ લજ્જાથી છાનું રાખી કેમ કહેતાં ન્હોતાં ? હજી પણ તમને વધારે વિદ્યા સંપાદન કરી મ્હારા જેવા સ્વભાવના પ્રીતિ પાત્ર થવું હોય, તો એકાદ માસ્તર રાખી તમને ઈંગ્રેજી વિદ્યા ભણાવવાને પણ હું સક્તિમાન છું. વધારે ભણ્યાથી તમારા વ્હેમી વિચારો દૂર જઈ સ્વભાવ અને રીતીમાં પણ સારો સુધારો થશે. તમે બાળપણથી વિદ્યાનું સેવન રાખી હજી વધારે વિદ્વાન થવાની વૃત્તિ કરશો તો દિન પ્રતિ દિન સંપૂર્ણ પ્રીતિ દર્શાવી એક જીવ પ્રમાણે વર્તવાની વાત મને ખરીજ યોગ્ય લાગશે."

**આણંદલાલ**નું બોલવું સાંભળી **ચંદ્રભાગા** લજ્જા પામી થોડીવાર ચોપડી મુકી દઈ મૌન્ય રહી. અને તે પછી નીચું જોઈ મિષ્ટ શબ્દે બોલી કે—વ્હાલાનાથ ! હું કાંઈ એટલું બધું ભણી નથી. મ્હારા બાપને કાગળ લખતા જોએલા તે દિવસથી મ્હને ભણવાનો શોખ ઉત્પન્ન થએલો હતો. મ્હારા બાપના ગામમાં કાંઈ છોકરીઓને

શીખવવા માટે નિશાળ ન્હોતી. પરન્તુ સરકારી નિશાળમાં છોકરા શીખતા હતા. તે મ્હેતાજીને પગાર આપવો કરી મ્હારા બાપે મ્હારી હકને લીધે મ્હને થોડુક ભણાવી. ગુજરાતી પુસ્તકો વાંચુ ખરી, પણ ત્હેનો ખરો અર્થ સમજાતો નથી એટલે તે વિના ઇંગ્રેજી વિદ્યા કેમ આવડે ! અમારે સ્ત્રી જાતિને ઇંગ્રેજી શીખીને ક્યાં નોકરી કરવી છે ? પણ આતો નવરાં બેશીએ ત્યારે ઘડીવાર જીવને ખુશી રાખવા માટે સહેજ હાથમાં ચોપડી લઇને બેઠી હતી. આપના જેવા બુદ્ધિવાન પતિ જોડે લગ્ન થયું તેમાં નિરાંતે બેસવાનું મળે છે અને વળી હજી વધારે વિદ્યા ભણાવી મ્હને આપના જેવીજ ગુણવાન અર્ધાંગના બનાવવાની ઇચ્છા રાખો છો. પણ ઇશ્વિરની અવકૃપાથી ગામડામાં વસનારા કોઈ જડભૂત બ્રાહ્મણ જોડે મારૂં લગ્ન થયું હોત, તો આટલું પણ ક્યાંથી આવડત ? ”

તેણીનાં નમ્ર અને મધુર ભાષણો સાંભળી આણંદલાલનું મન વધારે હર્ષ પામ્યું અને તુર્ત પોતે પણ પ્રેમનાઆવેશમાં આવી બોલ્યો કે—

હે ગૃહ દિપિકા ! તું કહે છે તે સત્ય છે, પરન્તુ સ્ત્રીયોએ વિદ્યા શીખવી તે કાંઈ નોકરી મેળવવા માટેજ છે એમ જે મનુષ્યો સમજતાં હોય ત્હેમની મ્હોટી ભૂલ છે ! સ્ત્રીએ પુરૂષની અર્ધાંગના એટલે સુખ દુઃખમાં અડધો ભાગ લેવા માટેજ ઈશ્વરે તેને સરજાવી છે. તેઓ એકજ સ્વભાવનાં અને એક વિદ્યા જાણનારાં હોય, ત્યારે પરસ્પર અંતરની સુખ દુઃખની વાર્તા કરી આત્માને આનંદ પમાડવાનું મ્હોટું સાધન થાય છે. મ્હારી વૃત્તિ ત્હને અધિક શિક્ષણ આપવાની છે તે ત્હારે માન્ય કરવું પડશે. ” એમ

કહી તેણે ચીઠ્ઠી લખી પોતાના ચાકર જોડે એક ઓળખાણવાળા માસ્તરૂ ઉપર મોકલી દીધી. અને તે પોહોચતાંજ પોતાનું કામ અટપી માસ્તર પણ **આણંદલાલ** પાસે આવી ઉભો રહ્યો.

માસ્તરને આવેલો જોઈ ત્હેનો સારો સત્કાર કરી **ચન્દ્રભાગાને** ગુજરાતી અને ઈંગ્રેજી શીખવવા માટે **આણંદલાલે** કહ્યું અને ત્હેના બદલામાં સારો લાભ આપી ઉપકાર માનવાની વાત તેણે એવી યુક્તિથી ઈંગ્રેજીમાં કહી, કે તેમાં બીજાં ઘરનાં માણુસોને કશીજ સમજ પડી નહીં.

**આણંદલાલને** ઘેર આવનારા માસ્તરની વય પણ તીસ વર્ષની અંદરની હતી તે ઈંગ્રેજી ભાષામાં **આણંદલાલ**ની બરોબરી કરી શકે એવો હતો. પણ સર્વ વિદ્યાને જન્મ આપનારી દેવ લોકોમાં પણ પુજાતી સંસ્કૃત વિદ્યાનું જ્ઞાન ત્હેનામાં વધારે હતું. તેથી ત્હેની બુદ્ધિ યાવનિક રૂઢીને મળતી થઈ ન્હોતી. સ્ત્રી શિક્ષણમાં કયાં પુસ્તકો અગત્યનાંછે તે સઘળું ત્હેના જાણ્યામાં હતું. પરન્તુ **આણંદલાલ** જેવા મ્હોટા માણુસ આગળ પોતાની જ્ઞાનની વાત કહ્યાથી વખતે ત્હેને માઠું લાગશે એમ સમજી થોડીવાર શાન્ત બેશી સાંભળી લીધા પછી તે બોલ્યો કે—

કૃપાવંત **આણંદલાલજી** આપના જ્ઞાનની કે યોગ્યતાની બરોબરી કરી બોલવાને મ્હારામાં મુદ્દલ શક્તિ નથી. અને આપ કરતાં હજાર ભાગે હું અજ્ઞાનછું. તથાપિ પરમાત્માએ આપેલી બુદ્ધિને યોગે સ્હેજ શંકા થયાથી માત્ર ચાર વાક્યો બોલુંછું. તે અપરાધ ક્ષમા કરશો. હાલમાં આપણા હિંદુ વિદ્વાનો સ્ત્રી કેળવણીમાં બહુ ભાગે તત્પર થયાછે તે એક આનંદની વાતછે. સ્ત્રીયોને શિક્ષણ

આપવાથી ત્હેમની મતિ સુધારીને સારીવ્યશસ્વી બને છે. પરન્તુ દિલગીર થવાનું કારણ માત્ર એટલુંજછે કે પ્રથમ ધર્મ અને પતિને ઘેર ગ્રહસ્થાશ્રમ ચલાવવાની રીતિ શીખવ્યા વિના છોકરાઓના શિક્ષણમાં ચાલતી ચોપડીઓ વાંચવાથી ભણેલી તો કહેવાય. પરન્તુ સ્ત્રીયોનો જાતિસ્વભાવ હમેશાં હઠીલો અને આસ્તિક હોયછે. એટલે તેઓને સારી કે નઠારી પણ જે જાતની કેળવણી અથવા ઉપદેશ મળે તે રસ્તે તે ચઢેછે. **ચંદ્રભાગા** બ્હેનને ગુજરાતી અને ઇંગ્રેજી ભણાવવાનું આપ ફરમાવોછો, તો તે પ્રમાણે વર્તવાને હું ઘણા આણંદથી તૈયાર થઇશ. પરન્તુ આપ સરખા પ્રખ્યાત સદ્દગુણીના ઘરમાં સ્ત્રી વર્ગને પથમ ધર્મપર આસ્થા બેસવા જેવી કેળવણી અપાય અને તે પછી આપના કહ્યા પ્રમાણે ગુજરાતી, ઇંગ્રેજી ભાષામાં તેમને પ્રવીણ કરાય તો વધારે રૂડું ફળ નિપજશે"

માસ્તરનું બોલવું અમૂલ્ય ઉપદેશ જેવું છતાં પણ તૂર્ત વેળા **આણંદલાલ**ના મનમાં ઠસ્યું નહીં. અને તેણે પોતાના ધાર્યા પ્રમાણેજ શિક્ષણ આપવા માટે ત્હેને કહ્યું. જેથી પેલા માસ્તરે ફરીથી કાંઇપણ બોલ્યા વિના માન્ય રાખી બીજે દહાડેથી આવવાનું કબુલ કીધું. નિશાળ શીખવનારા શિક્ષકોમાંથી અવળે માર્ગે જનારા થોડાજ નીકળેછે. એટલે બીજે દીવસથી **આણંદલાલ**ના કહ્યા પ્રમાણે પેલા માસ્તરે **ચંદ્રભાગા**ને શીખવવાનું શુરૂ કીધું. **ચંદ્રભાગા** જાતે સ્વરૂપવાન અને તરૂણ હતી. તે કોઈ કોઇવાર પોતાના પાઠમાં ભૂલ પડેથી શ્રંગારિક અને મિષ્ટતાવાળાં વાક્યો બોલી માસ્તરને ખુલ્લાસો પુછતી, પણ પેલોતો તેણીના સામું પણ નહીં જોતાં પોતાના ઠરાવ પ્રમાણે એક કલાક ઇંગ્રેજી અને ગુજરાતી શીખવી ચાલ્યો જતો

ભણવામાં **ચંદ્રભાગા**ની વિશેષ ચપળતા જોઈ **આણુંદલાલ**ના મનમાં એટલો હર્ષ થયો કે તે દિવસથી તેણીન ઉપર તે પૂર્ણ પ્રીતિ રાખવા મંડયો. પોતાના જેવાજ વિચારના સુધરેલા મિત્રો જોડે બેશીને તે ઘાદિ ધર્મ વિરૂદ્ધ પદાર્થો લેતો, તોપણ **ચંદ્રભાગાથી** છાનું રાખતો નહીં. અને ત્હેને પણ ત્હેમાં શામેલ કરી નિશામાં ચકચુર બની સઘળા જોડે બેશી ગમે તેમ અમર્યાદવાળાં ભાષણો બોલતાં તોપણ તે જોઈ **આણુંદલાલ** પોતાના મનમાં એક જાતની ગમ્મતજ માનતો હતો.

તરેહવાર જાતની કિંમતી સાડીયો, ચોળીયો, આભૂષણો અને તે વિના સ્ત્રી જાતિને શોભાવનારી જે જે વસ્તુઓ **ચંદ્રભાગાને** જોઇતી હોય, તે ત્હેના માગ્યા વિના પણ પુષ્કળ પૈસા આપીને ખરીદ કરવામાં **આણુંદલાલે** ના કહી ન્હોતી એટલુંજ નહીં પણ તે ગમે તેવી જાતનાં રસિક શૃંગારિક પુસ્તકો વાંચવા માટે મંગાવતી અને તેવાં પુસ્તકો વાંચવાથી સ્ત્રીયોની મતિ ભ્રષ્ટ થાય એમ સ્પષ્ટ સમજાતુ, તોપણ તેવાં પુસ્તકો મંગાવી આપવા માટે **આણુંદલાલે** આનાકાની કરેલી નહી. પોતાને વાપરવાને માટે પૈશાની જરૂર પડતી, તો તે પણ **ચંદ્રભાગા** પાસેજ માગી લેતો કોઇ વાર સ્ત્રી ચાતુર્યતાની યુક્તિ કરી માત્ર મોજ માનવા માટે "મ્હારૂં શરીર સારૂં નથી" એવા **ચંદ્રભાગા**ના મુખમાંથી શબ્દો નીકળતા, તો વૈદ્યો અને ડાકટરો બોલાવવા માટે પળ વારમાં પ્રેમી **આણુંદલાલ** હજારો રૂપઇયા ખરચી નાંખતો હતો.

વર્ષ સવા વર્ષમાં તો **ચંદ્રભાગાએ** વિદ્યાનું જ્ઞાન વધારી દીધું. **આણુંદલાલ**ની ગેરહાજરીમાં ત્હેને ઘેર કોઈ

ઇંગ્રેજ ગ્રહસ્થ પણ કાંઇ કામ માટે આવતો, તોપણ ત્હે-ની જોડે ઇંગ્રેજી ભાષામાં બોલીને ઘટિત ઉત્તર આપવા જેટલી તેણીનામાં શક્તિ આવી હતી. અને તે પ્રમાણે કરીને પાછી તે **આણંદલાલ** આગળ સઘળી હકીકત કહેતી, જેથી તે પણ વધારે સંતુષ્ટ રહેતો. કોઇ ગરીબ અગર પોતાની ધ્યાનમાં આવેલા માણસને પાંચ રૂપઇયા આપવાની રજા લેવા માટે તે કદાપી **આણંદલાલ**ને પુછતી, તો તે "ઘરનો સઘળો કાર્યભાર ત્હારા જેવી વિદ્વાન અને સદ્‌ગુણી સ્ત્રીને સ્વતંત્ર રીતે સોંપ્યો છે છતાં મ્હારી રજાની શી અગત્ય છે ?" આવો તે ઉત્તર આપતો. એટલે **ચંદ્રભાગા** પણ પોતાના મનમાં અતિશય આનંદ પામી ઉન્મત બની ધાર્યા પ્રમાણે સ્વતંત્ર સત્તા ચલાવી શકતી હતી.

આણંદલાલ સાંજ પડતાંજ જેવો કચેરીમાંથી ઘેર આવતો તેવોજ લુગડાં ઉતારી મેડાપર જઈને **ચંદ્રભાગા** પાસે બેસાડી કેટલીક વિનોદની વાતો કર્યા પછી વાળુ કરતો અને રજાને દહાડેતો બીજું કાંઈપણ કામ નહીં કરતાં ત્હેની સામી ખુરશી નાંખી આખો દહાડો અંતરની વાતો કહ્યા કરતો હતો.

**આણંદલાલ** ઘરનો ગ્રહસ્થ અને પ્રખ્યાત વિદ્વાન હતો. એટલે માત્ર પેટ ભરવાની આશાએ એક ગરીબ ક્ષત્રીનો છોકરો **માધવરાય** નામનો ત્હેને ઘેર શીખવા માટે રહેતો હતો. ત્હેની લાયકાત અને ગરીબાઈ જોઈ બે વખત પોતાના ઘરમાં ખવરાવી અરજીઓ, નકલો અને બીજું પણ કોઈનું લખવાનું કામ કરાવી મહિને પંદર વીશ રૂપઈઆ સુધી **આણંદલાલ** અપાવતો. એટલુંજ નહીં પણ વખતે જોઈતાં લુગડાં સુદ્ધાંત પુરાં પાડતો. તેથી **માધવરાય**

પણ **આણંદલાલ**ને એક પોતાના વડીલ બન્ધુ પ્રમાણે ગણીને ખરા અંતઃકરણથી ઘરનું સઘળું બજાર કામ કરતો હતો.

**માધવરાય**ની વય વીસ બાવીસ વર્ષની હતી. તે જોકે ગરીબ માબાપનો છોકરો હતો, તોપણ ત્હેની ચપળતા, લાયકાત, બુદ્ધિ અને કાન્તિ મ્હોટા ગ્રહસ્થના છોકરા જેવી હતી. માબાપોની વૃદ્ધાવસ્થાને લીધે ત્હેને પોતાનો ચાલતો વિદ્યાભ્યાસ છોડીને નોકરી કરી સંસાર ચાલાવવાની ચિંતા પેડેલી એટલે ગુજરાતી અને ઇંગ્રેજી ભાષાઓનું સાધારણ જ્ઞાન ત્હેનામાં હતું. સવાર થતાંજ આણંદલાલને ઘેર આવી ત્હેને મળી થોડીવાર બેશી લખવાનું કામ કરી **ચંદ્રભાગા** પાસે જઈ બા કાંઈ લાવવું છે?" એમ પુછી તેણીની રજા લીધાપછી ઘેર જતો. અને ઘરમાં પણ પોતાનાં વૃદ્ધ માત પિતાની સેવા કરવા માટે પોતાની સદ્‌ગુણી સ્ત્રીને કામ સોંપેલું તેથી તેણીને બજારમાંનો સામાન લાવી આપ્યા પછી દસ અગીઆર વાગે **આણંદલાલ**ને ઘેર જમી ત્હેનીજ જોડે કચેરીમાં પણ જતો.

સ્ત્રી જાતિને સઘળું સાધન સંપૂર્ણ રીતે મળ્યાપછી અભિમાનમાં ગરક થઈ હીણી મતિએ ચાલવાની જે અનુભવી વાતો મહાન મહાન કવિયોએ કહેલી તે કોઈ રીતે ખોટી નથી. અને આવી વાતો ખરી અને ધાર્મિષ્ટ તથા નીતિની કેળવણી મળી નથી હતી ત્યાં બને છે. કદાચ સ્ત્રી આસક્ત પુરૂષો આ વાત હશી કહાડે તો ત્હેમની સમજ શક્તિ ફેરવવા માટે પરમાત્મા વિના કોણ સમર્થ છે?

ઘરની સઘળી સત્તા, દ્રવ્યનું સાધન અને પતિની અતિશય પ્રીતિ હોવાથી **ચંદ્રભાગા**ની બાળપણની સ્વતંત્રતા પૂર્ણ તરૂણાવસ્થામાં આવી. જેથી કોઈ કોઈ વેળાએતો

આણંદલાલની કહેલી વાતને પણ નહીં સાંભળતા હસ્યા-માં કહાડતી હતી. **આણંદલાલ**ના ઘરમાં આવનારા ત્હેના હંમેશના મિત્રો કરતાં **માધવરાય** ઉપર **ચંદ્રભાગા** બહુ પ્રીતિ રાખતી હતી. તે ત્હેને પોતાની પાસે બેસવા માટે કોઈ વાર કહેતી, પણ ગરીબ સ્વભાવનો **માધવરાય** પોતાના શેઠની બ્હીક રાખી તેણીનાથી સદા દૂર રહેતો. અને અગત્યના કારણવિના તો **આણંદલાલ** પાસેથી ઉઠીને નીચે પણ જતો નહીં.

વિદ્વાન **આણંદલાલે** આપેલી સ્વતંત્રતા, લડાવેલાં લાડ અને ભયનો અંકુશ મુદ્દલ નહીં રાખેલો ત્હેની શિક્ષા પરમાત્મા એજ કરવાનો સમય નજીક આણી મુકયો. **આણંદલાલ**ની ખ્યાતિને લીધે કોઈ કોઈવાર કેટલાક સારા નામાંકિત ગ્રહસ્થો ત્હેને મળવા માટે આવતા, અને પોતાની યોગ્યતા પ્રમાણે તેમની આગળ સ્વાગતા કરવાની વાતનો **ચંદ્રભાગાને** ઘટતો ઉપદેશ કરતો, તથાપિ તે વાતપર તેણીનું લક્ષ રહેતુંજ ન્હોતું. એટલુંજ નહીં, પણ ચાકર જેવા હલકા લોકો જોડે પણ એવા મ્હોટા શબ્દે વાતોના ગપાટા મારતી હતી કે કોઈ અજાણ્યો માણસ તેણીને **આણંદલાલ** જેવા વિદ્વાન પુરૂષની સ્ત્રી હશે એવી કલ્પનાજ કરે નહી.

એક દહાડો કાંઈ કામ માટે **આણંદલાલ** બીજે શેહેર ગએલો ત્યાંથી સાંજ પડતાંજ પાછો ઘેર આવ્યો. અને રાતના બાર વાગતાની આગગાડીમાં કેટલાક સારા ગ્રહસ્થો પોતાને ઘેર આવનારા હોવાથી ત્હેમને જમવા વિગેરેની ગોઠવણ કરાવવા માટે તેણે **ચંદ્રભાગાને** ઉપર બોલાવીને કહ્યું. પણ "થાય છે" એમ કહી ત્યાંજ બેશી રહી.

પળ, મિનિટ અને કલાક થવાની આતુરતા દેખાડનારી ઘડીઆળ પણ હર્ષમાં નાખી માણસ જાતનું અમૂલ્ય આયુષ્ય હરણ કરે છે. એટલે થોડીવાર થતાંજ **આણંદલાલે** ઘડીઆળ સામું જોયું તો સાડા અગીયાર વાગી ગયા હતા. તુર્ત પોતાના શિપાઈ સાથે ગાડી તૈયાર કરાવી સ્ટેશન ઉપર મોકલી ફરીથી **ચંદ્રભાગાને** કહ્યું કે હવે બેશી રહી વાતો કરવામાં વખત ગુમાવવો ઠીક નથી. તમે નીચે જઈ આપણા ચાકર પાસે પ્રથમ ચાહા તૈયાર કરાવો. જમવાનું તો તેઓ આવ્યા પછી પુછીને થશે; તોપણ સઘળો સામાન તૈયાર રખાવો. **આણંદલાલે** બે, ચાર વખત કહ્યું, પણ **ચંદ્રભાગા** આગળ "પથ્થર ઉપર પાણી" પ્રમાણે થયું. તેણે બહુ કહેવા માંડયું ત્યારે "જાઉ છું" કહી નીચે જઈ સુઈ રહી. **આણંદલાલ**ના ઘરના નોકરો જોકે શેઠના કહ્યા પહેલાં અગાઉથીજ સઘળી ગોઠવણ કરી મરજી સંપાદન કરે એવા હતા, પણ **ચંદ્રભાગાએ** તેઓને કશુંજ કહેલું નહીં એટલે સઘળા બીચારા થાકીને નિરાંતથી સુઈ ગયા હતા.

**આણંદલાલ** મેડી પર બેઠો બેઠો ઘડીઆળ સામું જોયા કરતો હતો. એટલામાં બાર વાગી પચીસ મીનિટ થતાંજ પોતાની ગાડીનો ખડખડાટ સંભળાયો જેથી પોતે પણ નીચે જઇ ઉભો. અને તેઓ આવ્યા કે તુર્ત તેમને માન આપી ઉપર તેડી જઇ બેસાડયા. ગાડી સાથે આવેલો સિપાઇ આણંદ પાસે ઉભેલો હતો. ત્હેને ઇસારત કરી નીચે મોકલી ચાહા લાવવા કહ્યું. શેઠનો હુકમ થતાં શીપાઇ નીચે જઇ જુવે છે તો સઘળાં ઉંઘતાં હતાં. અને ચુલામાં દેવતા સરખો પણ દીઠો નહીં. તેથી ધ્રુજતો ધ્રુજતો ઉપર

જાય તેણે કહ્યું કે—સાહેબ! નીચે તો કાંઈ જાગતું નથી. પણ હુકમ થાય તો ઉઠાડું."

શિપાઈની વાત સાંભળી પોતાના ચાકરો ઉપર આણંદલાલને ખૂબ ક્રોધ ચઢયો. પણ કોઈને જણાવવા નહીં દેતાં નીચે ગયો. અને પેલા સુતેલા ચાકરને જોરથી એક લાત મારી. ગરીબ અને નિરપરાધી ચાકર ઘરનું સઘળું કામ કરી પરવારી થાકનો માર્યો દસ વાગે સુતેલો હતો. અને કોઈ દહાડો આવો ગુસ્સે થવાનો પ્રકાર નહીં જોએલો તેથી દયામણું મ્હોં કરી પોતાને મારવાનું કારણ 'પુછવા લાગ્યો. આણંદલાલ સંપુર્ણ ગુસ્સામાં હતો તેથી બીજો કાંઇ ઉત્તર નહીં દેતાં બોલ્યો કે—તું મ્હારી આબરૂ ખોવરાવવા માટેજ આવું નિષ્કાળજી પણાનું કામ કરે છે કે શું? ત્હને બે કલાક આગમચ તાકીદ કરી છતાં પણ સુઈ રહ્યો? મૂર્ખ! ચાલ હમણાંજ મ્હારા ઘરમાંથી નીકળ" છેવટે ચાકરે ઘણુ આજીજી કરી ત્યારે પોતે "ચંદ્રભાગા સાથે ચાહા કરાવવાનું કહાવ્યું છતાં કેમ કર્યો નહીં" ઈત્યાદિ કહ્યું.

આણંદલાલને ગુસ્સે થવાનું કારણ ચાકર ઝટ સમજી ગયો. અને નમ્રતાથી બોલ્યો કે—'અન્નદાતા! આજ સાત વર્ષથી હું આપના ઘરમાં નોકરી કરૂં છું ત્હેમાં કોઈપણ વખતે મેં ગફ્લત કરી નથી અને આજ થાત નહી, પણ આપણે ઘેર માણસો આવવાની વાત મને કાંઈ બાઈએ કીધેલી નહીં એટલે મારો અપરાધ થયો છે તે માફ કરો" ચાકરનું બોલવું આણંદલાલને સઘળુ ખરૂં લાગ્યું. તેવોજ ત્હેને પડતો મુકી ચંદ્રભાગા જ્યાં સુતી હ-

હતી ત્યાં જઈ તેણીની કમ્મરમાં એવા જોરથી એક લાત મારી, કે તે " ઓ બાપ કોઈએ મારી નાંખી" એવી બુમ પાડી એકદમ ઉંઘમાંથી ઉઠી આંખ્યો ચોળતી **આણંદલાલ** ભણી જોઇને કહેવા લાગી કે મ્હને શું કરવા ઉંઘમાંથી જગાડી ? આટલી મોડી રાતે પણ મ્હારે જપવાની વેળા નહીં.

**ચંદ્રભાગા** જાણે કાંઈ જાણતીજ નથી એવી વાત સાંભળી **આણંદલાલ** ઘણાજ ગુસ્સા સાથે બોલ્યો કે–અરે બેવકૂફ! ચાહા તૈયાર કરાવવાનું મેં ત્હને બે કલાક પેહેલાં કહેલું તે નહીં સાંભળતાં અહીંયાં આવી નિષ્કાળજીથી સુઈ રહીને " વળી મ્હારૂં શું કામ છે" એમ બોલતાં ત્હને શરમ નથી આવતી? ચંડાળ સ્ત્રી! હમણાં આવેલા ત્હારા બાપને હવે ચાહા કેમ કરી અપાશે? ત્હારી નિષ્કાળજીને લીધે મ્હારી આબરૂને આજે ખચિત ઝાંખ લાગી છે ઉઠ, હવે તુંજ તૈયાર કર. " એવી રીતે બોલતાં બોલતાં **ચંદ્રભાગાને** પથારીપરથી ખેંચી ચુલા આગળ લેઈ ગયો.

ઘણાં વર્ષોથી ચીંતા અને ભયતજી સ્વતંત્ર રહી મીષ્ટાન્ન ખાઈ સુખમાં દીવશ ગુમાવી હરાયા સાંઢ પ્રમાણે મસ્ત બનેલી **ચંદ્રભાગાએ** જ્યારે **આણંદલાલનું** ગુસ્સા ભરેલું બોલવું સાંભળ્યું, અને પોતાની પીઠપર માર પડેલો જોયો, ત્યારે તે પણ ખરા રૂપપર આવી ગઈ. તેણીની આંખ્યો એક ગાંડા માણસ જેવી ફાટીને લાલ થઇ. એટલુંજ નહીં પણ પોતાના ઘરમાં કેવા ગ્રહસ્થો આવેલા છે ત્હેનો વિચાર કર્યા વિનાજ એકદમ ગુસ્સાથી બોલી કે–

" તમારે ઘેર તો એવા ઘણાએ માણસો રાજે રાજે આવે, અને નવીનવી વસ્તુઓ ગમે તે વખતે કરવાનું કહો

માટે મ્હારાથી કાંઇ મરી જવાય? ચાકરને કહેવું ભૂલી ગઈ ત્હેમાં શું બગડી ગયું? હવે થશે. પારકા માણુસોને માટે ઘરનાં માણુસોપર કોપીને ત્હેમને મારી નાંખવાં છે કે શું?

**આણંદલાલ** જાતે મૂર્ખ ન્હોતો. **ચંદ્રભાગાનું** આવું ભાષણ સાંભળી પોતે આપેલી સ્વતંત્રતા માટે પોતાનાજ આત્માને તે ધિઃકારવા લાગ્યો. ત્હેના ગુસ્સાનું જોર એટલું બધું વધી ગયું કે તે વખતે **ચંદ્રભાગાને** મરણ તુલ્ય માર મારત પણ " ઘરમાં આવેલા પારકા માણુસો આગળ ફજેતી થશે " એ બ્હીકથી ચુપ રહી ચાકર પાસે ચાહા કરાવી પોતે ઉપર ગયો. ઘરની વાત સાંભળવાની જે બ્હીક **આણંદલાલને** હતી તે કેવળ આગળ આવીનેજ ઉભી. **ચંદ્રભાગાની** સાથે થએલાં ભાષણો વખતે તે ઘણા મ્હોટા અવાજથી બોલેલી એટલે "**આણંદલાલનું** કશું ચાલતું નથી " એવી પેલા પારકા માણુસોને પુરી ખાત્રી થએલી જેથી જમવાની પણ તેમણે ના કહી.

આવેલા માણુસોના બોલવાપરથી **આણંદલાલ** ઝટ સમજી ગયો. અને સ્ત્રીની નિષ્કાળજી માટે દીલગીરીથી પોતાના મનમાં પશ્ચાતાપ કરવા લાગ્યો. પણ જાણે કશીજ તકરાર થઈ નથી એવું તેણે મ્હોઢાનું ડોળ ઠેકાણે રાખ્યું.

**ચંદ્રભાગએ** કરેલી અમર્યાદા **આણંદલાલના** હૃદયમાં સજ્જડ બેશી ગઈ. તેણે હવે પછી પ્રીતિનો ભાગ આછો કરવા માટે પોતાના મનમાં નિશ્ચય કીધો. અને લાડમાં કાંઇ કડવું વચન નહીં કહેતાં ત્હેને સ્વતંત્ર થવા દીધાનું પરિણામ પરાયા માણુસ આગળ આબરૂ ગઈ " એમ ખરૂં સમજાયાથી સઘળી સત્તા લેઈ લેવાનો તેણે વિચાર કીધો, પણ તુર્ત વેળા તેમ કરવાનું માત્ર માંડી વાળ્યું.

"સ્ત્રી આગળ **આણંદલાલનું** કાંઈ ચાલતું નથી" એવું પેલા આવેલા માણુસોને સમજાયાથી બે ચાર દિવસ રહેવાનો વિચાર હતો તે પણ તેમણે ફેરવી નાંખ્યો. અને કાંઈ મિષ કહાડી બીજે દહાડે સવારેજ જવાની વાત **આણંદલાલ** આગળ કહી. રહેલી રાત સરકાર દરબારની અને પોતાના કામની વાતો કરીને તેમણે ગુજારી. **આણંદલાલ** બીચારો એક પલંગપર સુતો, પણ પોતાની સ્ત્રીની નિષ્કાળજીની વાત મનમાં ભરાઈ બેઠેલી, તેથી ત્હેને મુદ્દલ ઉંઘ આવીજ નહીં. તે વિચારમાંને વિચારમાં દિંગમૂઢ જેવો બનીને માત્ર પલંગપર બેઠો બેઠો ઝોકાં ખાવા લાગ્યો.

સવાર થતાંજ પોતાના રસોઈયાને બોલાવી ઝટ રસોઈ કરવાનું કહ્યું. પણ પેલા આવેલા ગ્રહસ્થોને **આણંદલાલ** અને ત્હેની સ્ત્રી વચ્ચે રાતે થએલો કલહ સાંભરતો હતો, તેથી જમવાની પણ 'ના' કહી જવાની તૈયારી કરવા બેઠા.

પોતાના કામ માટે બે ચાર દહાડા રહેવાનું ધારી આવેલા ગ્રહસ્થોને એકાએક જવાનું કારણ **ચંદ્રભાગા**થીજ બન્યું હશે એમ **આણંદલાલને** સારી પેઠે સમજાયું, પરન્તુ તે કશુંજ બોલી શક્યો નહીં. અને તેણે તેમને અતિશય આગ્રહ કર્યો તેથીજ તેમણે જમવાનું કહેલું માન્ય રાખ્યું. થોડીવાર બેઠા નહીં એટલામાં "સાહેબ સર્વે તૈયાર છે" એવું માણુસે કહ્યાથી પેલા ગ્રહસ્થો સહિત **આણંદલાલ** જમવા માટે ઉતર્યો

આવેલા ગ્રહસ્થો અસલ ખાનદાન હતા અને **આણંદલાલનું** બહુ માન રાખતા તેથી રાતે થએલી તકરાર વિશે કશીજ વાત કહાડી નહીં, પણ માત્રજ એટલું કહ્યું

ક—મેહેરબાન **આણંદલાલજી**! આપ સર્વ ગુણુથી ભરપુર છો. સંસારિક પ્રપંચો જાણો છો; ખાનદાનના પુત્ર અને વિદ્વાન છો એટલે વધારે કહેવા જેવું નથી. પણ એટલુંતો ખરૂં છે, કે જે મનુષ્યો સ્રીયોને તરૂણ પણામાંથી અતિશય પ્રીતિપાત્ર થઈ ઉંચે ચઢાવે છે. પણ તે આડી જાત, હીણી મતિ, અને નિર્લજ પણેથી કોઈવાર પોતાના આબરૂદાર પતિને કે પોતાનાં માબાપોને બાધ લગાડે છે, અર્થાત્ પાછળથી તે કોઈની આજ્ઞામાં રહીને વર્તતી નથી. એટલા માટે સજ્જન, વિદ્વાન અને આબરૂદાર પુરૂષે સ્રી ઉપર પ્રેમ રાખવો ખરો, પણ ત્હેને અતિશય ફુલી જવા જેવું સાધન કદીજ કરી આપવું નહીં"

આવું બોલવું પોતાના ઉપરજ છે એમ **આણંદલાલ** ઝટ સમજ્યો તેથી ત્હેનો હસતો ચેહેરો એકદમ ઝાંખો પડી ગયો. અને ખાવા બેઠેલો પણ ત્હેને ખાવાનું ભાવ્યું નહીં તેથી તે હાથ ધોઇને ઝટ ઉભો થયો.

જમી રહ્યા પછી તેમને પાન સોપારી આપીને રહેવા માટે **આણંદલાલે** પુષ્કળ આગ્રહ કર્યો, પણ તેમણે જવાનું ખરૂં કારણ એવું બતાવ્યું કે તેમાં ત્હેનાથી ના કહેવાય એવુંજ ન્હોતું. જતી વખતે તેણે કેટલાંક નમ્ર વચનો કહ્યાં અને પોતાની ઘોડાગાડી તૈયાર કરાવી તેમને સ્ટેશન ભણી વિદાય કરીને **આણંદલાલ** પણ કચેરીમાં ગયો.

પોતાની નિષ્કાળજીને લીધે આવેલા ગ્રહસ્થો ચાલ્યા ગયા અને **આણંદલાલ** ગુસ્સે થયો હશે એવું **ચંદ્રભાગાના** સમજ્યામાં આવ્યું. પરન્તુ તે ગુસ્સે થઇને કશુંજ કરનાર નથી. એવું તેણીના મનમાં લાગ્યાથી સઘળા ગયા પછી ચાકર માણસો આગળ બેશી તેણે નિશ્ચિંતપણે ગ-

પાટા માર્યા કીધા. સાંજ પડવા આવેલી જોઈ પોતાના શેઠના ભયથી જ્યારે માણસો ઘર કામમાં વળગ્યા ત્યારે **ચંદ્રભાગા** પણ ઉઠી પોતાની મેડીમાં જઈ સ્ત્રી ચરિત્રનું પુસ્તક વાંચવા બેઠી.

સાંજના ૭ વાગે કચેરી બંધ થતાંજ ઘોડા ગાડીમાં બેશીને **આણંદલાલ** ઘેર આવતો હતો. તે જોઈ **ચંદ્રભાગાએ** હાથમાંથી ચોપડી પડી મુકી. અને જેવો તે ઘરમાં આવી ઉપર ગયો કે પોતાની પ્રથમની ભૂલ ઢાંકવા માટે તે પણ ઉપર જઈ **આણંદલાલ**ના સામી બેશી લાડનાં ભાષણો બોલવા લાગી. અને ત્હેનો પણ એકે ઉત્તર નહી મળેલો જોઈ સ્ત્રીયોનાં થતાં પ્રેમી ચરિત્રોનું પૂર **ચંદ્રભાગાએ** એટલું બધું ચલાવ્યું કે જેથી આખરે કંટાળીને પણ **આણંદલાલને** બોલવું પડ્યું. ત્હેના મ્હોઢામાંથી સ્હેજ શબ્દો નીકળતાંજ **ચંદ્રભાગા** પણ આંખમાં આંસુ આણીને બોલી કે—વ્હાલા પ્રાણનાથ! એવાં પારકાં માણસોના કામમાં જરા ભૂલ થઈ તેટલા માટે મ્હારી ઉપર આટલો બધો ક્રોધ કરવો આપને નથી ઘટતો. મ્હારાથી બીજો કાંઈ અપરાધ થયો નથી. અને જેની જોડે જીવતા સુધી ખપ હોય ત્હેની જોડે ક્રોધ કરી મૌન્યપણું ક્યાં સુધી ચાલશે? ઘરમાંનો સઘળો કારભાર તમે મ્હને સોંપેલો છે. ઘડી ઘડીમાં હજારો વસ્તુઓ જોઈશું તે એમ અબોલા રાખ્યાથી હું આપનારી નથી. અને તેવા પારકા લોકો અહીંયાં આવી ઘર ચલાવનારા નથી."

મળેલી સ્વતંત્ર સત્તાના હર્ષમાં ઉન્મદ થએલી **ચંદ્રભાગાનું** બોલવું કેવળ અભિમાન ભરેલું હતું તે **આણંદલાલ** સમજ્યો પરન્તુ ઘણા દિવસથી સ્વતંત્રતાના રો-

ગે તેણીના શરીરમાં વાસ કરેલો તે એકાએક ખસે એવો નહીં હોવાથી **આણંદલાલ** પણ " ઠીકછે " એમ કહી જાણે સઘળો ગુસ્સો શમાવી દીધો હોય એવો દેખાવ દેખાડયો. ત્હેનો ચેહેરો હસતો જોઈ **ચંદ્રભાગા** ખુરશીપરથી ઉઠી **આણંદલાલ**ની પથારી પાસે બેશી ગમે તેવાં ચેષ્ટાનાં ભાષણો બોલવા લાગી. પણ તે જોઇ ખુશી નહીં થતાં " મ્હને ત્રાસ આપીશ નહીં " એમ કહી **આણંદલાલે** ત્હેને બીજી ઓરડીમાં જવા માટે રજા આપી.

પોતાના પતિના ગુસ્સામાં પણ નિરાશ થવા જેવા શબ્દો **ચંદ્રભાગા**ને કડવા ઝેર જેવા લાગ્યા. પણ " મ્હારા વિના ચાલનાર નથી " આવું અભિમાન તેણીના મનમાં હતુંજ એટલે તે પણ તુર્ત ત્યાંથી નીકળી બીજી ઓરડીમાં જઈને સુઈ રહી.

પ્રાતઃકાળ થતાંજ **ચંદ્રભાગા**ને બોલાવ્યા વિના ચાકર પાસે ચાહા કરાવી પીને **આણંદલાલ** ખુરશી ઉપર બેઠો બેઠો કાંઈ વાંચતો હતો. એટલામાં ટપાલના શિપાઈએ આપેલા કાગળો લઈને ઘરનો ચાકર ઉપર જઈ કાગળો મુકીને ચાલતો થયો.

ટપાલનો કાગળ લેઈ ફોડીને વાંચી જોતાં **આણંદલાલ**ને એમ સમજાયું કે કાંઈ જરૂરીના કામ માટે તેને મહારાષ્ટ્ર દેશમાં જવું પડશે. જેથી તુર્ત પોતાના ઘરનો બંદોબસ્ત રાખવાની સમજુત આપવા માટે **માધવરાય**ને તેણે બોલાવવા મોકલ્યું.

**આણંદલાલ**ને મુસાફરીએ જવાની વાત **ચંદ્રભાગા** સમજી ગઈ. અને તેણીએ નમ્રપણે નેત્રદ્રષ્ટિના ઈશારાથી એટલો બધો પ્રેમ દેખાડયો કે **આણંદલાલ**નો પણ

પ્રથમનો ગુસ્સો થોડોક નરમ પડ્યો. તેણે પોતાને જવાનું ખરૂં કારણ કહી. **માધવરાય**ની બરદાસ લઈ ઘરમાં સાવધપણે રહેવા માટે તાકીદ કરી.

ગાડીનો વખત થવા આવેલો જોઈ ગાંસડી બંધાવવાનો વિચાર ચાલતો હતો પણ ઘરનો ચાકર **માધવરાય**ને તેડવા ગયેલો **એટલે** ત્હેના આવતા લગીમાં થોડુક જમી લીધુ.

થોડીવાર પેહેલાં ઘેર આવેલા **માધવરાય**ને ઓચીંતું બોલાવવા આવેલું જોઈ તે પણ ભય પામી વિચાર કરવા લાગ્યો. અને ઝટપટ લુગડાં પેહેરીને તે **આણંદલાલ**ને ઘેર જઈ ઉભો રહ્યો **માધવરાય**ને આવેલો જોઇ પોતાને કયાં જવું છે તે સઘળું **આણંદલાલે** કહ્યું અને સાવચેતીથી રાતે અહીંયાં સુઈ રહેવા માટે પણ ત્હેને ખબર આપી.

ચાકર સામાન બાંધી ગાડીમાં મુકી બારણાં આગળ ઉભો એટલામાં **આણંદલાલ** પણ નીચે આવી **ચંદ્રભાગા**ના મનનું સમાધાન કરી ગાડીમાં બેશી સ્ટેશન ભણી ગયો. શેઠ પ્રત્યે સેવકની ખરી ફરજ શી છે તે **માધવરાય** સારી પેઠે સમજતો હતો એટલે **આણંદલાલ**ને સ્ટેશનપર પોહોંચાડવા ગયો અને ત્હેને ગાડીમાં બેસાડયા પછી રજા લઈ ઘેર આવ્યો.

પોતાના શેઠ **આણંદલાલ**ની આજ્ઞા પ્રમાણે રાત પડતાંજ **માધવરાય** સુવા માટે ગયો અને ત્હેનીજ મેડી **ચંદ્રભાગા** પાસે ઉઘડાવી ત્હેમાં તે સુતો.

પ્યારા વાંચનાર! પરમાત્માની ચમત્કારિક લીલાને યોગે સ્ત્રી જાતનું મન એક હડકાયા કુતરા પ્રમાણે આડું અવળું ભમ્યાજ કરે છે. અને તે વાત બહુ ભાગે સત્ય પણ હશે. કારણ કે મ્હોટા પૃથ્વીપતિ રાજાની સ્ત્રીયો—કે જેને

કોઈ પણ પ્રકારની ન્યુનતા નથી હોતી, તથાપિ કોઈ વાર પોતાના મનથી બ્હાવરી બની કોઈ ગરીબ પાસેની ધુળ-જેવી હલકી વસ્તુ લેવા માટે વ્યભિચાર કરવા તૈયાર થાય છે ધિક છે ભરતખંડની બિન કેળવણી, અગર અધુરી કેળવણી!! ગુણવાન નરોની સ્ત્રીયો કોઈ મૂર્ખ જોડે વિષયા શક્ત થઈ અવિચારી વર્તણુંક કરે છે, અને ત્હેમાં લીન થ-ઈ લજ્જા જઈ દુઃખ પડે ત્હેનો મુદ્દલ વિચાર તેઓ કરતી-નથી. મહાન્ શુરા યોદ્ધાઓ કે જેમનાં નામો સાંભળી આ-ખી પૃથ્વીના રાજાઓ થરથર કાંપતા હોય, તેવાની સ્ત્રીયો ત્હે-મની ગેરહાજરીમાં ચાકર જેવા નીચ લોકો જોડે વ્યભિચા-કરવા માટે ત્હેનાપર આસક્ત થાય છે. અને અંતે અતિ-શય અંધ બન્યા પછી માત્ર અવિચારથી નાશી જતા સુ-ધી ચુકતી નથી અને એવા એવા ત્હેના જન્મ બંધુ જે-વા સ્વભાવિક દુર્ગુણોનો ફેરફાર કરવાને ત્હેના કર્તા પરમેશ્વર વિના બીજો કોઈ સમર્થ છેજ નહી અરે સરસ્વતી? તું અ-મારી સ્ત્રી જાતિ ઉપર કેમ કુંપિત થઇ? હવે તો કૃપાળુથા.

**અણંદલાલને** ઘેર રહેનારો **માધવરાય** સ્વભાવે ઘણોજ ગરીબ છતાં તે એક ગરીબ પણ ખાનદાન માબા પનો છોકરો હતો. એટલે તેજેજે કામો કરતો તે હમેશાં ડરીડરીને કરતો. બાળપણથી સંસાર ચલાવવાની ચિંતા ત્હેના શરીરમાં પેહાથી વ્યભિચાર શીવસ્તુછે, પારકી સ્ત્રીયો-માં શું સુખછે, સ્ત્રીચરિત્ર કેવુ હોયછે અને કેવી હઠીલી સ્ત્રીયો પોતાનું ધારેલું નહીં થયાથી કેવા પ્રપંચ રચેછે તે વિષે ત્હેને કાંઈજ માહિતી ન્હોતી. પરન્તુ કેટલાક સારા સારા ગ્રહસ્થો પાસે બેસવાના સમાગમથી અને મ્હોટાં મ્હોટાં ગ્રંથ સિદ્ધાંતો સાંભળ્યાથી કાંઈ તેમાંનું દુષ્ટત્વ તે સમજતો હતો.

સવાર થતાંજ કામકાજનું પુછીને **માધવરાય** પોતાને ઘેર જતો હતો તે વેળાએ તરૂણ અને મદાંધ છતાં એકલી રહેતી **ચંદ્રભાગાની** વૃત્તિ વ્યભિચારી ભાવનામાં પેઠી, તથાપિ સ્પષ્ટરીતે બોલીશકી નહીં. **માધવરાયને** ઘેર જતો જોઈ "આજ તમે અહીંયાં જમજો" એમ તેણીએ ત્હેના સામું મીઠીદ્રષ્ટિથી જોઈને એવા આવિર્ભાવથી કહ્યું કે કોઈ વ્યભિચારી માણુશતો **ચંદ્રભાગાની** વૃત્તિ ઝટ સમજીજાય. પરન્તુ **માધવરાય** બીચારો "ઠીકછે" કહી બજારમાંનો સામાન લઈઆવી એક કોરે ઘરમાં બેશી રહ્યો.

ચાકર અને રસોઈયો **આણંદલાલ** સાથે મુસાફરીમાં ગએલા હતા. અને આખા ઘરમાં **માધવરાય** કે **ચંદ્રભાગા** વિના બીજું કોઈ હતું નહીં જેથી રસોઈ પણ તેણીએજ કરી બંને જણાં સાથે જમવા બેઠાં. **માધવરાય** **આણંદલાલને** ઘેર હમેશાં જમતો, પરન્તુ સઘળાની ગેરહાજરીમાં **ચંદ્રભાગાએ** કરેલા સત્કારથી તે કાંઈ કાંઈ આશ્ચર્ય ભરેલા તર્કો ઉઠાવવા લાગ્યો; પણ કલિયુગના પૂર્ણ મિત્ર વ્યભિચારી ભાવે ત્હેના હૃદયમાં વાસ કરેલો નહોતો. એટલે તે નીચું જોઈ જમી રહી પોતાના ઘર ભણી જવા માટે લુગડાં પેહેરી તૈયાર થઈ **ચંદ્રભાગાની** રજા લેવા ઉભો. ત્હેને જતો જોઈ પેલી **ચંદ્રભાગા** બીજું કાંઈ બોલી શકી નહીં, પણ "ઘરમાં બ્હીક લાગે છે માટે વ્હેલા આવજો, આટલા શબ્દો નીચું જોઈને ઘણાજ પ્રેમાવેશથી કહી **માધવરાયના** ગયા પછી બારણું બંધ કરીને તે પણ ઘરમાં ગઇ.

પોતાના નિયમ પ્રમાણે ઘરનું કામ પરવારી આઠ વાગતાં **માધવરાય** ઘેરથી નીકળી **આણંદલાલને** ત્યાં સુ-

વા ગયો, અને જ્યાં તે સુતો હતો, ત્યાં જઈ સુતો નહીં એટલામાં કાંઈ રમત રમી ઉંઘ આવવા લગી બેસવા માટે **ચંદ્રભાગાએ** ત્હેને કહ્યું અને બીજી ઓરડીમાં જઇ ગંજીફાનાં પાનાં લઇ આવી તે પણ **માધવરાયવાળી** ઓરડીમાં જઈ બેઠી.

**આણંદલાલ** જેવા સર્વ ગુણ સંપન્ન વિદ્વાન અને ગ્રહસ્થ પુરૂષની સ્ત્રીને **માધવરાવ** જેવા પોતાના ગરીબ ચાકર ઉપર કોઈ દીવસ નહી અને આજે આટલી બધી પ્રીતિ દેખાડવાનું બીજું કાંઇ કારણ ન્હોતું. પરન્તુ **આણંદલાલ** થી વિરકત રહેનારી **ચંદ્રભાગા**—કે જેણે પોતાના અવકાશને વખતે અધુરી કેળવણીના જ્ઞાનમાં ઉત્સુક બની શૃંગારીક નાટકો, સ્ત્રી ચરિત્ર અને અનંગરંગાદિ કામ શાસ્ત્રનાં પુસ્તકો વાંચેલાં એટલે ત્હેમાં લખેલી કૃતિયોનો અનુભવ લેવા માટે તે દાવ ખોળતી હતી તેવો સમય આજે મળ્યાથી તેણીના મનમાં પ્રેમી હર્ષનો એકાએક અંકૂર ફૂટયો હતો.

દસ વાગી ગયાં છતાં **ચંદ્રભાગા** ત્યાંથી ઉઠી નહીં તે જોઈ **માધવરાય** પોતાના મનમાં ભય પામવા લાગ્યો. પરન્તુ **ચંદ્રભાગાની** સત્તાથી તે જાણુ હતો એટલે વધારે બોલ્યો નહી. તોપણ "હવે તમે જાઓ" એટલું કહી પોતે સુવાની તૈયારી કરી.

**માધવરાયનું** બોલવું ખરૂં હતું, પણ **ચંદ્રભાગાને** ઠીક લાગ્યું નહીં. તે ઉઠી ખરી પણ "ઉંઘ નથી આવતી" એમ કહી ફરીથી ત્હેને જગાડી રમવાને બેસાડયો. અને તે પણ બીચારો ઓશીયાળો હોવાથી શેઠાણીને ખોટું નહીં લગાડવા માટે ફરીથી રમવા બેઠો. થોડીવાર રમ્યા પછી **ચંદ્રભાગા** બોલી કે—પ્યારા **માધવરાયજી**! ત્હે-

મારા જેવો પતિ મ્હને મળ્યો હોય, તો હું પણ ખરીજ ભાગ્યશાળી બનું. કેમકે સરખી વયનાં સ્ત્રી પુરૂષો સંસાર સુખનો વૈભવ લેવાને બહુ આતુર હોય છે," એમ કહી પેલી કામ શાસ્ત્રની જે ચોપડીઓ તેણીએ વાંચેલી ત્હેમાંથી કેટલીક રમુજી વાતો **માધવરાય**ને તેણે સંભળાવી.

સ્ત્રીયોની ચેષ્ટા અને કામ શાસ્ત્રથી અજાણ્યો **માધવરાય** આ વખતે **ચંદ્રભાગા**નો હેતુ ઝટ સમજી ગયો. પરન્તું ઘરમાં બીજું કોઈ માણુસ ન્હોતું જેથી યુક્તિ કરીને તેણીને બ્હાર કહાડ્યા વિના બીજો એક પણ માર્ગ હતો નહીં. તે બીચારો પોતાના મનમાં ભય પામી ઉંચો નીચો થઈ ઘડીઆળ સામું જુવે, અને આંખમાં ઉંઘ આવવા જેવું કરે, પણ **ચંદ્રભાગાના** ઉઠયા વિના સુવાનું કેમ સૂઝે? બાર વાગી ગયા પછી **ચંદ્ર ભાગા** પાણી પીવા માટે નીચે ગઈ એટલે તે દાવ જોઈ **માધવરાવ** પણ પોતાની ઓરડી બંધ કરી સુઈ ગયો. તેણીએ ઉપર આવ્યા પછી ખુબ બુમો પાડી પણ **માધવરાયે** બારણું ઉઘાડયું નહીં તેથી તુર્ત વેળા નિરાશ થઈ પોતાની ઓરડીમાં જઈને તે પણ સુતી.

તે દિવસોમાં હેમંત ઋતુની પૂર્ણ યુવાવસ્થા હતી. પાછલી રાત થયાથી શીતળ વાયુનો સપાટો ઘણા જોરથી આવતો હતો. ત્હાડને લીધે પક્ષીઓ પણ પોતાના માળામાં સ્થિર થઈ સુતેલા વાયુનો સડસડાટ આવતો કે તુર્ત "કીલબીલ કીલબીલ" કરી જાગી ઉઠતાં હતાં. ખેતી કરનારા ખેડુતો પોતાની જમીનમાં રોપેલા શાકભાજીના છોડવાને હરાયાં ઢોરો ખાઈ ન જાય એટલા માટે મ્હોટી તાપણી કરી બેસી, મ્હોટા મ્હોટા શબ્દે "હુડેહુડેગ" કરી હોકારા પાડતા હતા અને એક મહીના જેવી

શિયાળાની મ્હોટી રાત્રીમાં બે ઘડી રાતથી સુઈ જનારા પણ પાછલી વેળામાં ઉંઘમાંથી જાગી "હું હું અરે રામ" ઈત્યાદિ શબ્દો બોલીને પાછા સુઈ જતા. આવે સમયે બાળપણથી ખાનપાન અને દ્રવ્ય સત્તામાં સ્વતંત્ર રહી નિષ્કાળજીથી ઉન્મદ થએલી **ચંદ્રભાગા**ના હ્રદયમાં વ્યભિચારી વાસનાએ ઝટ પ્રવેશ કર્યો એટલે તે પોતાની મેડીમાં સુતેલી પણ તેને ઉંઘજ આવી નહી. જેથી ત્યાંથી ઉઠી **માધવરાય** સુતો હતો તે ઓરડીના બારણાના કાચ ભાગી અંદર ગઈ અને ત્હેને ઉંઘમાંથી જાગૃત કરીને તે બોલીકે અલ્યા નિર્દય? મેં ત્હને મ્હારા પ્રાણપતિ જેવો પ્યારો માન્યો છે તેટલુ છતાં આવી શીતળ રાત્રીની વખતે મ્હને ભયભીત અવસ્થામાં એકલી મુકીને તને ઉંઘવું ઘટે છે? વ્હાલા! હું ત્હારા ઉપર પ્રસન્ન છું અને જો તું મારા કહ્યા પ્રમાણે કરીશ તો ત્હારા શેઠને મારી નાખી સઘળુ દ્રવ્ય લઈ ત્હારી ઈચ્છા હશે ત્યાં જઈ રહીને આપણે સ્ત્રી પુરૂષનુ સુખ ભોગવી આનંદિ થઈશું."

**ચંદ્રભાગા**નાં આવાં દુષ્ટ કર્મ કરવાના વાક્યો સાંભળી ઉંઘમાંથી જાગૃત થએલો **માધવરાય** થરથર ધ્રુજવા લાગ્યો અને ત્હેની દરકાર કર્યા વિના બોલ્યો કે **ચંદ્રભાગા**? હું ત્હમારા બાલક જેવો છું ત્હેનો વિચાર નહીં કરતાં આવુ નીચું કર્મ કરવાનું ભાષણ બોલોછો તેથી તમને પણ ધિકાર આપવો ઘટે છે **આણંદલાલ**ના ડાબા ચરણની રજ બરોબર મ્હારામાં રૂપ. ગુણ, વિધા કે દ્રવ્ય શક્તિ મુદ્દલ નથી. પરંતુ ત્હેમની પાદ સેવા કરનારો હું ચાકર છું. વળી તેમને હું મ્હારા ગુરૂ, અન્ન દાતા અને વડિલ પ્રમાણે માનું છુ એટલે ત્હમે પણ તેવા પૂજ્ય ગણાઓ. અને તેમ માનવા માટે શાસ્ત્રનું વચન છે તે સાંભળો–

जनिताचोपनेताच यश्चविद्या प्रयच्छति ॥
अन्नदाता भयत्राता पञ्चैते पितरः स्मृताः ॥

ભાવાર્થ—"આ સંસારમાં મનુષ્યરૂપી અમૂલ્ય જન્મ આપનાર, ઉપનયન સંસ્કાર કરનાર, વિદ્યા શીખવનાર, અન્નદાતા અને સંપૂર્ણ ભયમાંથી ઉગારનાર એટલા પાંચ જણા પિતા પ્રમાણે ગણાય છે."

વળી કામાગ્નિનું જોર સર્વ કાળ સરખું રહેતું નથી ત્હેના પુરમાં અંધ બની પોતાના મનની લગામ ઢીલી મુકી તરૂણ અથવા વૃદ્ધ સ્ત્રી પુરૂષો જે અઘટિત કામો કરે છે. ત્હેનો પશ્ચાતાપ પાછળથી તેમને ખુબ થાય છે અને એ વ્યભિચારી પાપ કદી પણ છાનું રહેતું નથી. અરે રે! દેવ અને બ્રાહ્મણો સમક્ષ જે પતિ સાથે લગ્ન થયું હોય, ત્હેના જીવનો ઘાત કરી બીજા અલ્પ પ્રાણીના સુખની ઈચ્છા કરનારી પાપિષ્ટ સ્ત્રીને રૌરવ નર્કમાં પણ માર્ગ જડતો નથી. **ચંદ્રભાગા!** જરા અજ્ઞાનતાવાળો વિચાર દૂર કરીને વળી પણ સાંભળો—

## इंद्रविजय छंद.

અંતરની બહુ પ્રીત જણાવી વદે પ્રિય મૂખ થકી કદિ નારી;
તોપણ સુખ નહીં લવ લેશજ નીચમતી મહિં છે દુખભારી;
મોહરૂપી કંઈ વાક્ય વદી નર સૂજ્ઞ તણું મન તૂર્ત ભમાવે;
વૈભવમાં નિજનાથ ગણે પણ કોઈ સમે વળિ શીશ કપાવે. ૧
સંકટ આવી પડે શિર ઉપર તો અબળા બનીં આપ બચે છે;
પ્રીત વિસારીંજ દુષ્ટપણે જીવ રક્ષણનાંજ ચરિત્ર રચે છે;
કોઈ પ્રકારથી લાભ થશે કદિ લોભ કરી નિત માળ જપે છે;
(તો) પ્રીતમને અપવાદ મુકી પળમાં ગણું મૂરખ સ્નેહ તજે છે. ૨
સત્ય વચંન વદેલ વિસારી ફરી નત્ર નેત્ર થકી પણ ભાળે;

અન્ય નરો નિરખી સમિપે વચનો વદિ મર્મ હમેશજ બાળે;
થાય પ્રસન્ન અતી તરૂણી કદિ વૈભવનો નિજ લ્હાવજ આપે;
(પણ) હોય સમાગમ સૂનરનો ભવમાં દઈ ધીરજને દુખ કાપે. ૩
આતુરતા મન ખૂબ વધ્યા થકી જાર સહીત વિદેશજ ન્હાસે;
પાછળથી સુવિચાર થયે જન લાજથી ગુપ્ત રખાવતી ત્રાસે;
તું ગુણવંતિ સ્વરૂપવતી બહુ પ્રીત હશે મુજ ઉપર ત્હારી;
(પણ)દૂષિત વાત સ્વિકાર કરૂં મન એમ નથી રહી વૃત્તિજ મારી ૪

**માધવરાયનું** બોલવું સાંભળી **ચંદ્રભાગાનો** ક્રોધ સંપૂર્ણરીતે જાગૃત થયો. અને નિરાશ થઈ નિશ્વાસ નાખીને તે બોલીકે—અરે ભાગ્યહીન મૂર્ખા! ત્હારામાં કશું જ્ઞાનજ નથી. લક્ષ્મી ચાંલ્લો કરવા આવી હોય તેવી વખતે મ્હોં ધોવા જનારા ત્હારા જેવા મૂર્ખ થોડાજ નીકળશે. સ્રીયોની નિંદા કરવાનું ત્હને કોઈ સંસાર ત્યાગી સન્યાસીએ શીખવ્યું હશે, પણ ત્હેમને પીટયાઓને સ્રી સુખની ખબર ક્યાંથી હોય? પોતાને નહીં મળનારી વસ્તુને નિંદવાનું કામ સઘળે ઠેકાણે સરખુજ ચાલેછે. જો—

## वसन्त तिलका वृतम्.

નારી તણા ગુણ રહ્યા જગમાં પ્રકાશી,
દેવો મનુષ્ય સઉ આશ કરે વિકાશી;
જો હોત તુજ સમ ઈશ તણા વિચારો,
તો થાત કેમ કરીને અવની વધારો? ૧
સંસારમાં પ્રથમ સુખ કરાવનારી,
અંતે સુકાર્ય થકી સ્વર્ગ બતાવનારી;
બોલેલ વેણ પળવા નરથીજ સાચી,
પ્રીતીની વાત મહીંરે' હરનીશ રાચી. ૨
રે! એક શૂક*મુનિ બાળકી દેવયાની,

*શુક્રાચાર્યની કન્યા તેને બ્રહસ્પતિના પુત્ર કચે શાપ

ત્હેની કથા સુણુ કહું ધરમી થયાની;
વિદ્યાર્થી આશ ધરી ત્યાં સુર કચ આવ્યો,
સેવા કરી મુનિ તણી તહપી ન ફાવ્યો. ૩
તે નાર યત્ન થકી લાભ અમૂલ્ય લીધો,
તોગે વિવા' વિનતીનો તુચ્છકાર કીધો;
મત્તાંધના મનવિશે નવ વાત આવી,
શાપે કરી સરસ સંજીવની ગુમાવી. ૪
એવા કૃતઘ્ની જનમ્યા ભુમિભાર માટે,
'સ્ત્રીનિંદ' એમ કહીને મરતા ઉચ્ચારે;
સ્વાદિષ્ટ પ્રીત રીત ને, સમજે બીચારા,
તેથીજ દ્વેશ કરી આયુષ્ય ગાળનારા. ૫

મ્હારી કહેલી વાત કબુલ કીધાથી ત્હને પુષ્કળ લાભ છે. અને નહીંતો મ્હને છેડયા પછી શું તું આ ઘરમાં સુખે રહી શકીશ ? નાના; પણ જે વાતને માટે ભય પામીને તેં ના કહી છે, તેજ વાતનું આળ ત્હારે માથે ચડાવી-શેઠ આવ્યા પછી ત્હારીજ આબરૂ ખોવરાવીને વિદાય કરાવીશ. અને વળી કોઈ વખત એવા પ્રપંચો કરીશ, કે ત્હારૂ મોત ત્હારે હાથેજ થશે."

સર્વ શરીરમાં કામ વિકારથી ભરાયલી **ચંદ્રભાગા**-નું બોલવું સાંભળી ગરીબ સ્વભાવનો **માધવરાય** ધ્રુજવા લાગ્યો. તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે આ વેળા એને ઉપદેશ કરવાની નથી. પરન્તુ કોઈ રીતે તેણીના મનનું સમાધાન કરીને આપણે વેગળા રેહેવું એમાંજ આબરૂ સચવાશે ? એવો નિશ્ચય કરી તેણે સમય સૂચકતા વાપરી અને બોલ્યો કે—તરૂણી! ત્હમે મ્હારા ઉપર પૂર્ણ પ્રીતિ રાખો

---

દીધો હતો અને તે સંજીવની વિદ્યા પણ તેણીની ભલામણુથી શીખ્યો હતો. પણ લગ્નનો સ્વીકાર ગુરૂપુત્રી ધારી નહીં કર્યાથી પરસ્પર શાપનાં ભોકતા થયાં એ કથા લાંબી છે.

છો, તો ત્હમારા વચનનો ભંગ કરવામાં હું બહુ હીણું સ-
મજું છું. ત્હમારે હાથેજ મ્હને સારો લાભ થવાનો હશે
માટેજ ત્હમને આવી મતિ સુઝી છે. તમે સર્વસ્વ મ્હને
અર્પણ કરી શેઠને સ્વર્ગમાં પોહોચાડવાનું ધારો છો, પણ
તેમના આવ્યા વિના એ વાત હમણાં બનવી કઠણ છે।
વળી કોઈનો વિના કારણે જીવ લઈ પાપની ગાંસડી બાંધવા
કરતાં તેમને જીવતા રહેવા દઈ જવું એ શું ખોટું છે? પ-
ણ **ચંદ્રભાગા**! આજ તમને જે મતિ સુઝી છે તે કેવ-
ળ ભયંકરજ છે એમાં સંદેહ નથી. અને આ ત્હમારી
વિષયિ વિચારવાળી લઘુતાથી કોઈ વેળા જીવ જશે. એમ
મ્હારા અંતરનો પરમાત્મા મ્હને બોલાવે છે તે ભવિષ્ય
કાળમાં ખરૂંજ થશે!

**માધવરાય**ની વાત સાંભળીને **ચંદ્રભાગા** જરા વિચા-
રમાં પડી. જોકે **આણંદલાલ** તરફનો તેણીને મુદ્દલ ભય
ન્હોતો તથાપિ, તે મ્હોટો માણસ છે એટલે વખતે ત્હેને
જાણ પડયાથી ખરાબ કરશે એમ સમજી તુર્ત વેળા ચુપ
રહી. પણ ત્હેને મારી ન્હાશી જવાની થએલી વૃત્તિ કાંઈ
મનમાંથી ખશીજ નહીં. અને થોડીવાર બેશીને તે પણ
ઓરડીમાં જઇને સુતી.

મિથ્યા વાદવિવાદ કર્યામાં ઘણી રાત ગએલી અને
**માધવરાય**ની આંખમાં પૂર્ણ ઉંઘ ભરાઈ આવ્યાથી **ચંદ્ર-
ભાગા** બેઠેલી હતી તોપણ તેણીની દરકાર કર્યાવિના તે સુઈ ગયો.

**માધવરાય**નાં દ્રઢ નિશ્ચયનાં વાક્યો સાંભળીને **ચં-
દ્રભાગા** જોકે નિરાશ થઈ હતી, તોપણ રાતની વાતનો
અને **માધવરાય** ઉપરની પ્રીતિનો જુસ્સો કોઈ પણ રીતે
ઓછો થયો નહીં તેથી સવાર થતાંજ જેવો તે નીચે ઉ-

તરી ઘેર જતો હતો તેવીજ **ચંદ્રભાગા** દાદરા આગળ આડી ઉભી રહી હ્‌હેનો હાથ ઝાલી નમ્ર થઈ બોલી કે—

"વ્હાલા **માધવરાય!** મેં કહેલું કબુલ કરવામાં ત્હને શી અડચણ છે? જો, મેં રાતની વખતે મ્હારા દેહનું ભાન તજી દીધેલું હતું તેથી કાંઈ તિરસ્કારનું બોલી જવાયું હોય તો તું માફ કરજે. હજી ખૂબ વિચાર કરજે કે મ્હારી જોડે આડપણુ કર્યાથી તું ખૂબ પસ્તાઈશ.

આ નિર્લજ અને અજ્ઞાન **ચંદ્રભાગા**ના હાથમાં સપડાયલા **માધવરાય**ને જોકે પુષ્કળ ક્રોધ ચઢયો હતો, તો પણ ઉતર દીધા વિના છુટાય એવું ન્હોતું. ત્હેના બ્હીકણ હ્રદયમાં **આણંદલાલ**ના ઘર વિશે સંપૂર્ણ કંટાળો આવ્યો. અને કેવળ બેપરવાઈ કરીને તે બોલ્યો કે—દુષ્ટમનની **ચંદ્રભાગા**! સ્ત્રી જાત ગમે તેટલી વિદ્વાન ગુણવાન અને ડાહી હોય તથાપિ ત્હેની મતિ એક પાંચ વર્ષના છોકરા કરતાં પણ નીચી અને અજ્ઞાનતાવાળી હોય છે. અને ત્હેનો વિચાર ત્હારેજ કરી જોવો ઘટે છે. પોતાના તારૂણ્ય પણાના મદમાં ઘેલી બનીને સ્ત્રીયો અવિચારનાં કામો કરી ત્હેને ઉત્તમ માને છે પણ પાછળથી જ્યારે ત્હેનું પરિણામ માઠું નિપજી દુઃખ પામે છે ત્યારે શોક સાગરમાં ડુબી પોતાનું અંગ ગાળે છે. પાપિણી! તું આટલી વિદ્વાન છતાં આ વખતે ત્હારી નીચ મતિ કેમ થઈ હશે?! પણ શાસ્ત્રકારોનું કહેવું ખરૂંજ છે કે—

भर्तायद्यपि नीति शास्त्रनिपुणो विद्वान्कुलीनोयुवा
दाताकर्णसमः प्रासिद्ध विभवः श्रृंगार दिक्षा गुरुः
स्वप्राणाधिक कल्पिता स्ववनिता स्नेहेनसं लालिता
तंकान्तं प्रविहार्य सैव युवति जारं पतिं वाञ्च्छाति

ભાવાર્થ—ભર્તારજો કે નીતિ શાસ્ત્રમાં નિપુણ, વિદ્વાન, અને યુવાવસ્થાવાળો હોય, કર્ણ જેવો દાતાર હોય, તેમ વૈભવમાં પ્રસિદ્ધ હોય, સ્ત્રીઓના શૃંગારાદિક શાસ્ત્રનો એક ગુરૂ જેવો ગણાતો હોય, પોતાના પ્રાણથકી અધિક પ્રીતિપાલ પોતાની સ્ત્રીને માનીને અતિ સ્નેહ સહિત લાડ લડાવતો હોય; એટલું છતાં પણ તે સ્ત્રી પોતાના સ્વામિને છોડી જાર વ્યભિચાર ભાવી સ્વામિની ઇચ્છા કરે છે.

હે ક્રૂર હૃદયવાળી! ત્હને અધુરી વિદ્યા શીખવનારા ગુરૂને પણ ધિઃકાર છે! અરે! વાત કરવામાં મહાન્ જ્ઞાની સ્ત્રીનું ડોળ બતાવી પોતાની પાપ વાસના પૂર્ણ કરવા માટે દેવ અને ઋષિયોની સ્ત્રીયોનાં દૃષ્ટાન્તો મ્હને કહેવા બેઠેલી, પણ અરે અજ્ઞાનના અંધકારમાં ગુથાયલી **ચંદ્રભાગા**! તે સમયે કયો યુગ હતો અને તે સ્ત્રીયોએ સાચવેલા પતિવ્રતપણાની પુરાણિક કથાઓ તો ત્હારા સાંભળ્યામાં પણ ક્યાંથી હશે? તેઓ ઈમાનદાર અને ખરી ભક્તિવાળી હતી. તેમણે કાંઈ ગુણવાન પતિને મારી નાખી વ્યભિચારાસક્ત બનવાનું ધારેલું ન્હોતું. પાપ કર્માભિલાષી! તું વિદ્યા ભણી, પણ આપણા ધર્મની વિદ્યાનું ત્હારામાં લગાર પણ જ્ઞાન ક્યાં છે? અને જો હોત, તો તું આવાં આડાં અવળાં દૃષ્ટાન્તો મ્હને સમજાવત નહીં. આગલા યુગોમાં થઈ ગએલી સ્ત્રીયોની વાર્તાઓ કે સત્યપણું હાલના કલિયુગમાં સરખાવવું તે કેટલું બધું મૂર્ખપણું છે? નીચ જાતિ! આજે ત્હારા મનમાં આવેલા પાપિષ્ટ વિચારનું ભવિષ્ય કોણ જાણે ઈશ્વરે કેવુંજ કલ્પ્યું હશે! અરે હાય! સર્વ સૃષ્ટિનો કર્તા પરમાત્મા ત્હારી ઉપર કેમ કોપતો નથી! અને ત્હારા જેવી પાપિણીયોને જીવતી રાખી

પાપકર્મ કરાવે છે તે કરતાં યમરાજની ન્યાય કચેરીમાં બોલાવી લઈને ત્યાં ઘટિત શિક્ષા કરે તોપણ ઉત્તમ ! ! બીચારા **આણંદલાલે** વ્હને પ્રીતિ પાત્ર અને વિશ્વાસુ અર્ધાંગના સમજી સઘળી ઘર સત્તા સોંપી, ત્યારે ત્હેનેજ મારી નાંખવાની ત્હારી વૃત્તિ થઈ? ધિઃકાર ! ધિઃકાર ! ! ધિઃકાર ત્હારા જ્ઞાન અને ત્હારી બુદ્ધિને ! ! પણ એમાં ત્હારો એકલીનોજ કાંઈ દોષ નથી. એ તો—

अनृतं साहुसं माया, मूर्खत्व मति भोमता
अशूच्निं निर्दयत्वंच, स्त्रीणां दोषाः स्वभावजः ॥

ભાવાર્થ—પૂષ્કળ જુઠ, સાહસિક, છળપ્રપંચ, મૂર્ખપણું, અતિશય લોભીપણું, સદાકાળ અપવિત્ર, અને નિર્દયપણું એટલા દોષોતો સ્ત્રીઓમાં સ્વાભાવિક રહેલા છે."

ત્હારા કહ્યા પ્રમાણે કરવાથી મ્હને અત્યંન્ત લાભ હશે, તથાપિ મ્હારા પિતા પ્રમાણે પાલક અન્નદાતા **આણંદલાલને** મારી નાંખીને તું મ્હારી જોડે રહી સુખ આપવાની ઈચ્છા રાખતી હોઈશ, તો તે સઘળું ધીકતા અગ્ની જેવું સમજુછું. બેઈમાન સ્ત્રી જાત ! **આણંદલાલ** જેવા અમૂલ્ય રત્નને ભાગી નાખવાનો વિચાર ત્હારા મનમાં થાય છે, ત્યારે વળી મ્હારા જેવા ગરીબ પ્રતિષ્ઠિતની આબરૂ ગુમાવીને તું બીજા જોડે વ્યભિચાર કરેજ નહી એમ સ્વપનામાં પણ કોણ ધારી શકે ?

**ચંદ્રભાગા** ! હાલમાં તેં જે નીચ વૃત્તિ કરી છે તે ખચિત દુખ આપનારીજ છે એમાં સંશય નથી. અને ત્હારાં કપટી ચરિત્રો મ્હારા સમજ્યામાં આવ્યાં છે તેથી **આણંદલાલ** આવતા લગી હવે અહીંયાં પણ આવનાર

નથી" એટલું કહી ઝડપથી હાથ છોડાવીને તે પોતાના ઘરભણી ચાલતો થયો.

સદ્દગુણી **માધવરાયે** પોતાના સ્વપનૃામાં પણ નહી ધારેલી એવી **ચંદ્રભાગાની** પાપિષ્ટ વાર્તાઓ સાંભળેલી તે ત્હેના મનમાંથી ખશી નહી. પરન્તુ રસ્તે ચાલતાં ચાલતાં તેણીની નીચમતિના વિચારો સાંભરી આવ્યાથી પોતાના મનમાં ખેદ કરતો હતો. અને **આણંદલાલ** ઘેર આવ્યા પછી ત્હેના ઘરની નોકરી છોડી દેવામાંજ આબરૂ જળવાશે એમ **માધવરાયના** અંતરાત્માએ નિશ્ચય કીધો હતો. તે બીચારો પોતાને ઘેર જમવા બેઠો, પણ ચિંતાના વ્યાધિએ ત્હેના હૃદયમાં વાસ કરેલો હોવાથી પુરૂ તેનાથી ખવાયું નહીં. **આણંદલાલના** વચનની અમાન્યતા કોઈ દહાડો **માધવરાયે** કરેલી ન્હોતી. અને ત્હેની આજ્ઞા પ્રમાણે તે આવતા લગી તેને લગાડીને સુવા જવાનું હતું. પરન્તુ પેલી રાક્ષસી વિચારની **ચંદ્રભાગા** પાસે હવે એકલાનહી જવું એમ નિશ્ચય થયાથી તે પોતાના ઘરમાંજ સુઈ રહયો.

ઘટઘટ વ્યાપક દીનદયાળ પરમેશ્વર પણ પરસ્પર અંતરની વૃત્તિ પ્રમાણેજ પ્રત્યેક મનુષ્યના અંતરમાં પ્રેરણા કરે છે. અને તેમાં જેવું થવાનું હોય તેવીજ સારી કે માઠી બુદ્ધિ, દેવ અને મનુષ્યોને આપી તેમને હાથેજ તેવાં કામો કરાવી યશ, અપયશ કે સુખ, દુઃખ અપાવે છે. પરન્તુ પોતાને માથે કશુંજ નિમિત્ત રાખતો નથી.

કામ શાસ્ત્રનાં દૃષ્ટાન્તોનો અનુભવ લેવા માટે રાતની વેળાએ **ચંદ્રભાગા** જે આતુરતામાં આવેલી તે વાતનો **માધવરાયે** સ્વીકાર નહી કીધો તેથી તેના મનમાં નિરાશા

સાથે ખરોજ ક્રોધાગ્ની પ્રગટ થયો હતો. એટલુંજ નહીં પણ કદાપિ **માધવરાય આણંદલાલ** આગળ સઘળી વાતો કહી દેશે તો લોકોમાં ફજેતી થશે એવી ધાસ્તી તેણીના મનમાં પેદાથી આજ રાતે **માધવરાય**નોજ ઘાણુ કહાડી નાખી પાછળથી **આણંદલાલ**ને મારીને કોઈ બીજા જોડે ન્હાશી જવાનો સ્વચ્છંદી **ચંદ્રભાગા** વિચાર કરતી હતી.

પાંચ વાગી ગયા અને **માધવરાય**ને સુવા આવવાના બે કલાકજ બાકી રહેલા જોઈ ત્હેની વાટ જોતી **ચંદ્રભાગા** હર્ષથી બેઠી હતી, પરન્તુ ત્હેની આયુષ્યની દોરી લાંબી હોવાથી ખુન કરાવવાની વાત પરમેશ્વરને રૂચતી ન્હોતી એટલે **ચંદ્રભાગા** જેવી દુષ્ટ વાસનાવાળી સ્ત્રીનું ધાર્યું શું થાય ?

**માધવરાય**ને આવવાની વેળા થએલી જોઈ **ચંદ્રભાગા**ના મનમાં હર્ષના વધેલા જુસ્સાનો પાર રહ્યો ન્હોતો. તે એકલી બેઠી બેઠી ગમે તેમ ગાઈ આનંદી બનેલી હતી. પરન્તુ તેટલામાંજ **માધવરાય**ને બદલે ભાડાની ગાડીમાં બેશીને **આણંદલાલ**જ ઓચીંતો આવી પોહોચ્યો. ગાડીમાંથી નીચે ઉતરી બારણુ ઉઘાડવા માટે ત્હેના ચાકરે **ચંદ્રભાગા**ને બુમ પાડી તે સાંભળતાંજ તેણીના મનમાં કેટલી દીલગીરી થઈ હશે કે તેની કલ્પના પણ થઈ શકે નહીં. તોપણુ પોતાનો ભ્રમ કોઈને નહી સમજવા દેતાં ઝટ બારણું ઉઘાડી ઉભી રહી. અને જેવો **આણંદલાલ** મેડીપર ચઢયો કે તેવીજ તેપણુ ત્હેની પાછળ જઈ ઉદાસ મુખે ઉભી રહી.

**આણંદલાલે** પ્રથમની વાતનું થોડુંથોડું સ્મરણુ

રાખેલું એટલે **ચંદ્રભાગા** ઉપરનો અતિશય પ્રેમ તેણે ઓછો કરેલો હતો. તથાપિ ઘણાં વર્ષો લગી પ્રીતીના આ વિભાવમાં સુખી રાખેલી તરૂણ સ્ત્રીની આંખમાંથી આંસુ પડતાં જોઈ તે પણ ઉંડા વિચારમાં પડયો. તે પુછવાનો વિચાર કરતો હતો. એટલામાં **ચંદ્રભાગાજ** પોતાનાં ચરિત્રોની રચેલી યુક્તિ પ્રમાણે રડતી રડતી બોલી કે—

સુજ્ઞનાથ ! ત્હમારી ગેરહાજરીમાં પરાયાં માણસો જોડે એકલાં ઘરમાં રહી આબરૂ ગુમાવવા કરતાં મ્હારેતો મરી જવું એમાંજ સારૂ છે. પણ નિર્દય પરમેશ્વરે તેમ કર્યું નહી એટલે ઉપાય શો ! આપના જેવા મહાવિદ્વાન અને પ્રખ્યાત પ્રાણનાથની અર્ધાંગના કહેવાયલી સ્ત્રીની આબરૂ લેવા ( બળાત્કાર કરવા ) માટે એક અજ્ઞાન છોકરો—અને તેપણ આપણા ઘરનોજ ચાકર કહેવાયા છતાં તૈયાર થાય તે વાતને શું આપ સહન કરી લેશો ? બળ્યું મ્હારૂં જીવતર!! [ હુંતો ત્હમારા આવ્યાનીજ વાટ જોતી હતી. આબરૂ ગયા પછી જીવ્યું શા કામનું છે, અને પુરૂષ આગળ સ્ત્રીની સત્તા તે કેટલી ચાલે ! પેલા અજ્ઞાન **માધવરાયને** અહીંયાં સુવાનું કહી ગએલા પણ પાપ દ્રષ્ટીથી જોઈ તેવી વર્તણુક ચલાવવાનું તમે ત્હેને કહ્યું હતું કે શું ? એક ગરીબ નોકર મ્હારી આબરૂને બાધ લગાડી અંગ ઉપર હાથ નાંખી અપવિત્ર કરે તે વાત સાંભરી આવ્યાથી આજ ત્રણ દહાડાથી શોક કરીને હું બળી મરૂંછું. અને આજ તમે નહી આવ્યા હોતા તો એકલી સુઈ રહેત.પણ ત્હેને ઘરમાં પેસવા દેવાની નહોતી."

**ચંદ્રભાગાના** બોલવાનો ભાવાર્થ **આણંદલાલ** સારી પેઠે સંમજી ગયો. અને તેણે એવા ચરિત્રથી વાત

કહેલી કે તે સાંભળનાર કોઈ બીજો અજ્ઞાન હોત તો **માધવરાયને** બોલાવી ક્રોધનો માર્યો એકદમ શીક્ષા કરત.

પણ **આણંદલાલની** શીખેલી વિદ્યાની સદમતિએ ત્હે-નામાં પ્રકાશ કરેલો અને **ચંદ્રભાગાની** નિષ્કાળજીની વાતનું સ્મરણ રાખેલું હોવાથી ત્હેનાપરની પ્રીતિ ઓછી થયેલી એટલે સ્ત્રીયોના કપટી સ્વભાવ વિષે ત્હેને થોડી બહુ કંઈ શંકા થઈ. અને **માધવરાયને** પુછ્યા વિના કાંઈ પણ વિચાર કરવાનું બંધ રાખી સઘળી વાત સાંભળી લઈ બેશી રહ્યા.

બીજે દહાડે સવાર છતાંજ **માધવરાય આણંદ-લાલને** ઘેર આવ્યો. અને પોતાનો શેઠ આવેલો ત્હેની ખબર નહીં હોવાથી **ચંદ્રભાગા** પાસે જઈ કામકાજનું પુછી પાછો જતો હતો. પણ તેણીએ "શેઠ આવ્યા છે" એવું કહ્યાથી તે ઉપર ગયો.

કપટી **ચંદ્રભાગા**-કે જેણે પોતાનાં ચરિત્રોથી પ્ર-થમજ બાજી રચી મુકેલી તેથી તેણીને ખાત્રી હતી કે મારી કહેલી વાતથી **માધવરાયનો** પગ બંધ થશે. પણ તેવું બનવા જેવું થયું નહીં કેમકે **ચંદ્રભાઘાએ** કહેલી વાતથી એકદમ ગુસ્સે થઈ **માધવરાયને** ઠપકો દેવો અથવા સાહસ કરવું એમ **આણંદલાલના** મનમાં ન્હોતું.

નિષ્કપટી **માધવરાય** ઉપર જઈ સલામ કરી ઉભો હતો, પણ **આણંદલાલે** ત્હેને પ્રેમથા બેસવાનું કહ્યું એટલે તે એક ખુરશી ઉપર બેઠો. થોડીવાર લગી ઘર સબંધી નવા જુની વાત પુછ્યા પછી તેણે કહ્યું કે—

પ્રિય **માધવરાય**! ત્હમારી લાયકાત અને ગરીબાઈ જોઈ મેં તમને એક મારા કનિષ્ટ બંધુ પ્રમાણે માન્યા છે એટલે તમને હમેશાં સારો ઉપદેશ કરી સુજ્ઞ બનાવવા

તે હું મ્હારૂં કર્તવ્ય સમજુ છઉં અને તેથીજ કહુંછું કે—મનુષ્ય માત્રની યુવાવસ્થા કુતરા જેવી છે. તેથી સ્ત્રીયોનું રૂપ, ભાષણ અને એકાંત સ્થળ જોઈ તરૂણ પુરૂષોનું મન આડું અવળું ભમે છે. પણ ત્હેને સ્વાધિનમાં નહીં રાખતાં કામાંધ બની અવિચારી કૃત્યો કરનારાનું આ જગતમાં સારૂં થતું નથી. એટલુંજ નહીં, પણ તેથી કરીને ત્હેના પેટપર પગ પડવા સરખું થાય છે. વળી સારા માણસ આગળ આબરૂ ગયા પછી બીજે કોઈપણ ઠેકાણે ત્હેને ઉભા રહેવાનો એ માર્ગ જડવો કઠણ છે! ભાઈ **માધવરાય**! તમે તરૂણ છો માટે તમારે પણ આ ઉપદેશ ગ્રહણ કરવો યોગ્ય છે. અને તે તમને લાભ મળવામાં પણ એક મ્હોટું સાધન થઈ પડશે."

**અણંદલાલનું** બોલવું સાંભળી **માધવરાય** તુર્ત સમજી ગયો કે આ સઘળું તર્કટ કરીને કપટી **ચંદ્રભાગા** એજ પોતાને માટે ગમે તેમ સમજાવ્યું હશે. પણ તે સાચો અને નિષ્કપટી હતો તેથી બોલ્યો કે—

કૃપાળુ! આ સમયમાં આપ મ્હારા અન્નદાતા અને ગુરૂ સમાન છો અને હું આપને મ્હારા પૂજ્ય વડીલની ભાવનાથી માનું છુ એટલે મ્હારી વર્તણુક સુધારવા માટે મ્હને જેજે ઉપદેશ કરો, તેતે મ્હારે સત્ય ગણીને ગ્રહણ કરવોજ જોઈએ. આજ સુધીમાં કૃપાળુ પરમેશ્વરે મ્હને તેવી દુષ્ટમતિ આપીજ નથી. અને પોતાનું મન સાધ્ય નહીં રહેતાં તેવાં પાપ કર્મો કરવા ભણી વૃત્તિ જતા પહેલાં પરમેશ્વર મ્હને મરણુજ આપે તો ઉત્તમ છે. એવું હમેશાં તે દીન દયાળની પ્રાર્થના કરીને માગ્યા કરૂં છું. સુરભ્ભી! વળી એટલું તો સત્ય દર્શન થયું છે કે—માહાન

મહાન્ વિદ્વાનો, ધનાઢ્યો, કે ગરીબો પણ પોતાના ઘરની સ્ત્રી અથવા પુત્રીને અતિશય પ્યારમાં લડાવીને બ્હેકાવે છે, અને ઘરનો સઘળો સ્વતંત્ર કાર્યભાર સોંપે છે, ત્હેનું પરિણામ કોઈ વખતે જીવ જવા સરખુંજ થાય છે. સ્ત્રીયોનો સ્વભાવ બહુ અવિચારી અને પ્રપંચી હોય છે. પોતાની ધારેલી દુષ્ટવાસનાની આશા વ્યર્થ ગયાથી બીજા ગરીબ નિષ્કપટી અને પ્રમાણિક નીતિવાન માણસની આબરૂ ડુબાવવા માટે અનેક પ્રકારનાં જુઠાં તર્કટ કરી સત્ય શીળ બને છે, પરંતુ જે પુરૂષ સમજુ, શાન્ત સ્વભાવવાળો, સંસારની રીતિ અને સ્ત્રીયોનાં કપટી ચરિત્રોથી જાણુ હોય છે, તે માત્ર તેવી સ્ત્રીયોના બોલવા ઉપરજ પાકો વિશ્વાસ રાખીને સાહસ કરતા નથી." એટલું બોલી **ચંદ્રભાગા** અને પોતાની વચ્ચે બનેલી સઘળી વાત **માધવરાયે આણંદલાલને** કહી અને હવે પછી ત્હેને ત્યાં નોકરી નહીં કરવાની વીનંતી કરી રજા માગી **ચંદ્રભાગા**થી સાવધ રહેવાની વાત ત્હેને પણ જણાવી.

વિદ્વાન અને સર્વ સ્થળે માન પામેલો **આણંદલાલ ચંદ્રભાગા**ની નિષ્કાળજીને લીધે એકવાર સારા ગ્રહસ્થો આગળ મૂર્ખ બનેલો, અને **માધવરાય**ની રીતભાત ઘણા દીવસથી પોતાના જોવામાં હતી એટલે તેણે કહેલી સઘળી વાતને સાચી માની ઉંડો નિશ્વાસ નાખ્યો. પોતાના ઘરમાં નહીં રહેવા વિશે **માધવરાય**નું જે મન ભમેલું હતું ત્હેનું બહુ પ્રકારે સમાધાન કરી પાછો આવે એમ કહ્યું. **ચંદ્રભાગા**ની દુષ્ટ બુદ્ધિ અને કપટી પ્રપંચોની વાત જો કે **માધવરાય** ભુલી ગયો ન્હોતો અને તેટલાથીજ ભય પામીને

તેણે નહી રહેવાનું યોગ્ય ધાર્યું પરન્તુ ઘણા દિવસથી વડીલ પ્રમાણે માનેલા **આણંદલાલ**ની પ્રીતિ યુક્ત આજ્ઞાનો ત્હેનાથી ભંગ થયો નહીં જેથી તુર્ત વેળા "ઠીક છે." કહી તે ઘર ભણી ગયો.

સમજુ **આણંદલાલે** સર્પ સમાન દુષ્ટ બુદ્ધિની **ચંદ્રભાગા**પર સંપૂર્ણ પ્રેમ દર્શાવી લાડ લડાવી સ્વતંત્રતાનું જે દુગ્ધપાન વગર વિચારે કરાવેલું તે કેવળ વિષનોજ ભંડાર થવા માટે **ચંદ્રભાગા**નું મન ઉશ્કેરાયું હતું. **માધવરાય** ઉપર કોપ કરવાને બદલે પોતાના પતિએ પાછો ફરીથી ઘરમાં રાખ્યો તે વાત તેણીના સમજ્યામાં આવ્યાથી તે અતિશય ક્રૂર થઈ. અને આજ રાતે પ્રથમ **આણંદલાલ**નોજ ઘાટ ઘડવાની યુક્તિ તેણીએ રચી.

કેટલાક દીવસથી મુસાફરી કરી થાકેલો **આણંદલાલ** થોડુક ખાનગી કામ અટપીને સુવાની તૈયારીમાં હતો. તે વેળા એ **ચંદ્રભાગા**એ પણ પોતાની પાસે ગુપ્ત પણે સોમલ ક્ષારનું પડીકું રાખ્યું અને લાગ જોઈ પાણીમાં ઘોળીને પાઈ દેવાનો તેણીએ વિચાર કીધો. બીછાનાપર પડતાંજ બીચારો થાકથી ભરપુર કંટાળેલો **આણંદલાલ** તુર્ત ઉંઘી ગયો. જો કે **ચંદ્રભાગા** ત્હેની જોડના બીછાનાપર સુતેલી હતી, પણ પોતાના પતિને કેવી રીતે ઝેર પાવું, અહીંથી નીકળીને ક્યાં જવું આ પાપિષ્ટ વાસના ક્યારે પાર પડશે, એવા વિચારમાં તેણીનું મન ગુથાયલું હોવાથી તે મુદ્દલ ઉંઘીજ નહીં. અને એમને એમ વિચાર કરતાં એટલી લીન થઈ ગઈ કે તેમાં પાછલી રાતના ત્રણ વાગી ગયા પણ જાણે હમણાંજ સાયંકાળ થયો હોયની ! એવું ત્હેને ભાસ્યું,

**આણંદલાલે** પોતાના રોજના નિયમ પ્રમાણે પાછલી રાતે ઉઠીને પાણી પીવા માગ્યું. એટલે તે વેળા દુષ્ટ અને ખાટકી સરખું પાપિષ્ટ કામ કરનારી **ક્રૂર ચંદ્રભાગાએ** ત્હેના ગલાસમાં પેલું પડીકું નાખી તેમાં પાણી ભરીને આપ્યું પરન્તુ **આણંદલાલને** ખબર નહીં હોવાવાથી તે વિશ્વાસ રાખીને પી ગયો-

આ સૃષ્ટિની રચના આશ્ચર્ય જનક હોવાથી સ્વર્ગ મૃત્યુ અને પાતાળમાં પણ પ્રાણી માત્રને સદગુણ કરતાં દુર્ગુણની અસર ઝટ થાય છે. કસ્તુરી જેવી મૂલ્યવાન વસ્તુની ઉત્તમ સુગંધી પણ હીંગની પાસે રહેવાથી ઓછી થઈ ત્હેનીજ વાસ આવ્યા કરે છે. મહાન રોગોનો ઉપદ્રવ એકદમ વધી જઈ માણસને મરણ સમય આણી આપે છે પણ ત્હેને ખરો ઉપાય લગાડવા છતાં મટવા માટે ઘણા દિવસો લાગે છે. તેજ પ્રમાણે પેલા વિષનો પ્રયોગ આડાં કર્મની કરનારી **ચંદ્રભાગાએ** અજમાવેલો તેહનો અમલ લાગુ પડ્યો.

**આણંદલાલ** કોઈ દહાડો ઉંઘમાંથી જાગતો ન્હોતો. પણ પેલો સોમલક્ષાર પેટમાં જતાંજ ત્હેના શરીરમાં અગ્નિદાહ પ્રગટ્યો. તે બિચારો પાંચ પાંચ મીનીટે જાગૃત થઈ પાણી પીતો, પણ તેથી કશોજ જંપ વળ્યો નહીં. અને થોડી વારમાં ઝેરનું જોર વધાથી ત્હેની વાચા પણ બંધ થઈ !

ક્રૂર કર્મની **ચંદ્રભાગા** આટલુંજ કરીને સંતોષ પામી નહીં. જ્યારે **આણંદલાલની** વાચા બંધ થતી તેણીએ જોઈ ત્યારે પોતાની પાસેની કુંચિઓવડે પેટીયો ઉઘાડી તેમાંથી માલ કિંમતી દાગીના લેઈ અંધારી રાતે પણ

પાછલું બારણું ઉઘાડીને તે ચાલતી થઈ.

અરે ઇશ્વર! **આણંદલાલ**ની દુર્દશાની પણ સીમા રહી નહીં. જે **ચંદ્રભાગા**ને પોતાનું અંગ સમજી આજ સુધીમાં જોયતી વસ્તુઓ પુરી પાડવામાં જરા પણ વાર કરી ન્હોતી. જેને સઘળુ દ્રવ્ય અને ઘર સત્તા સોંપી વિશ્વાસથી આખા ઘરમાં અને ગામમાં પણ આબરૂ પાડેલી, જેની પ્રકૃતિ દુખી સાંભળી હજારો રૂપિયા ખર્ચ કરી વૈદો અને ડાકટરો બોલાવી રક્ષણ કરી પોતાનો પણ પ્રાણ આપી દેતા સુધી તૈયાર થયેલો હતો. અને જેનાથી કોઈ પણ વસ્તુ કે વાત છાની નહીં રાખતાં પ્રેમી થઈને તેણે સ્પષ્ટ દેખાડેલુ તે પ્રીતિ પાત્ર **આણંદલાલ**નો આત્માનો લેવાની ઈચ્છામાં આતુર થએલી, નિર્દય અને ચંડાળ **ચંદ્રભાગા**ને બીજે ઠેકાણે વધારે શું સુખ મળનાર હતું કે તે તેને આમ મુકી ચાલી નીકળી? પણ સ્ત્રીયોના અવિચારી સ્વભાવ ઉપર જઈ **આણંદલાલે** આપેલી સ્વતંત્રતાથીજ ત્હેને જાણે શિક્ષાએ પોહોચાડયો હોય એવું કરીને તે ચાલતી થઈ.

પ્રીય વાંચનાર! દુખી દશામા પડેલો **આણંદલાલ** આમ તેમ જોઈ ગભરાટનો માર્યો પોતાની પ્રિય પત્નિ **ચંદ્રભાગા**ને પાસે બોલાવવાનું ધારતો હતો, પણ ત્હેનાથી બોલાતું ન્હોતુ અને તે અઘોર કર્મ કરનારી રંડા પણ રાતીની વેળાએ કોઈનો પણ ભય રાખ્યા વિના ચાલી ગએલી એટલે અહીંયા કોઈ પણ માણસ સાંભળે તવું ન્હોતું. દુઃખથી વ્યાકુળ થતો **આણંદલાલ** બીચારો આમ તેમ આળોટતો, પાણી પીતો પણ ઝેરની અસર ઓછી થઈ નહી. ત્હેના ઘરમાંના ચાકર માણસો નીચે સુતેલા હતા,

પણ **ચંદ્રભાગાએ** કરેલા કર્મની તેઓને ખબર ન્હોતી એટલે રોજના નિયમ પ્રમાણે સવાર થયા વિના કોઈ પણ ઉપર આવ્યુંજ નહી.

દુષ્ટ **ચંદ્રભાગાએ** પોતાનું ચાંડાળ કર્મ કરી **આણંદલાલને** યમ પુરીમાં મોકલવાનું ધારેલું પણ ત્હેના આયુર્દાની મર્યાદા પુરી થએલી નહીં એટલે આરામ થવાનો એક ઉપાય દયાળુ પરમેશ્વરે રાખ્યો હતો. જે વખતે **ચંદ્રભાગાએ** ઝેર પાયું તે વખતે પાછલી રાત હતી એટલે જેમ તેમ ગભરાટમાં ને ગભરાટમાં સવારનો પોહોર થયો. જેથી પોતાના નિયમ પ્રમાણે મ્હો ધોવાનો લોટો લઈને ચાકર ઉપર આવ્યો **આણંદલાલની** દુ:ખી સ્થિતી જોઈ ગભરાટમાં પડેલો ચાકર ઘરમાં ફરી **ચંદ્રભાગાને** બૂમો પાડવા લાગ્યો. પણ તે હતીજ નહીં જેથી એમને એમ ખેદ કરતો ત્હેની પાસે જઈ ઉભો રહ્યો.

દુ:ખી **આણંદલાલે** ચાકરને પાસે ઉભેલો જોયો પણ તેનાથી બોલાતું ન્હોતું એટલે ઈશારો કરી પેનશીલ કાગળ લાવવા કહ્યું અને જેવો તે લાવ્યો કે તુર્ત એક ચીઠી લખી પોતાના મિત્રો તરફ પોહોચાડવા માટે આપી. પેલો ચાકર દેખતી આંખે આંધળા જેવો હતો. ત્હેને ભણતાં આવડતું ન્હોતું એટલે ચીઠી ઉપર કરેલા સરનામાના અક્ષરો વંચાવવા માટે વિચારમાં પડયો. પણ **આણંદલાલની** પ્રકૃતિ તેણે જોએલી એટલે વાર લગાડયા વીના નીચે જઈ "ક, ક્" એવી રીતે મહા મહેનતે રસોઈયા પાશે વંચાવી. જેથી ત્હેમાં લખેલુ નામ ધ્યાનમાં રાખી તેમને ઘેર ચીઠી પોહોચાડી.

**આણંદલાલ** મુસાફરીમાંથી આવ્યાની વાત ત્હેના

મિત્ર **મનોહરલાલ** જાણતો ન્હોતો. પણ સવારના પોહો-રમાં ત્હેના ઘરનો ચાકર તેડવા આવેલો જોઈ જરૂરનું કામ સમજી તે લુગડાં પહેરતો હતો એટલામાં પેલા ચાકરે ચી-ઠ્ઠી આપી તેથી તે વાંચવા માટે થોડી વાર ઉભો રહ્યો.

અરે ગૃહદશા ! સ્ત્રીની આગળ મૂર્ખ, પણ સજ્જન વર્ગમાં અન્યુત્તમ ગણાયલા **આણંદલાલે** લખેલી ચીઠ્ઠીમાં "મ્હારી પ્રકૃતિ ભયંકર માંદીછે" આવા અક્ષરો વાં-ચતાંજ **મનોહરલાલ** બહુ દીલગીર થયો. ત્હેના પગમાં ચાલવાની શક્તિ રહી નહીં પણ ધીરજ રાખી તુરતા તુર્ત ઘરમાંથી બહાર નીકળી પોતાના સ્નેહી એક ડોકટર પાસે તે ગયો. અને તે જોકે ઘણા અગત્યના કામમાં હતો તો પણ ઝટ તૈયાર થઈ પોતાની ઘોડાગાડી જોડાવી **મનોહ-રલાલ** સહિત તે **આણંદલાલ**ને ઘેર ગયો.

અરે પરમાત્મા! ઝેરના જોરથી બિચારો **આણંદ-લાલ** છેક મરણની તૈયારીમાં આવી દવમાં બળતા પક્ષી સમાન ટળવળતો હતો. ત્હેના ચાકરો પાસે બેશી વા ઉ-રાડતા, પાણી પાતા. પણ ત્હેને કશુંજ ચેન પડતુ નહીં જેથી સઘળાઓએ **આણંદલાલ**ને જીવવાની આશા છોડી હતી. **આણંદલાલ**નું સઘળું શરીર લીલું થઈ ગયુ હતું. તેની બે શુદ્ધિમાં વધારો થએલો હતો, પણ **મનોહરલાલ**ની ઝંખના મનમાંથી ખશી ન્હોતી. તેટલામાંજ પેલા ડા-કટર સહીત તે પણ આવી પોહોચ્યો. અને આંખમાં પાં-ણી આણી એકાએક મંડવાડ થયાનું કારણ પુછવા લાગ્યો પણ **આણંદલાલ**થી બોલાતું ન્હોતું તેથી કપાળપર હાથ મુકી દીલગીરી બતાવી ઈશારત કરીને બેસવાનું કહ્યું.

પેલા ડાકટરે **આણંદલાલ**ની પ્રકૃતિ જોતાંજ પરી-

ક્ષા કરીકે ત્હેને ઝેરની અસર થએલી છે. તો પણ સઘળા-
ને નહીં કહેતાં પાશેરેક ઘી મંગાવી પોતાની પાસેથી દ-
વા કઢાડી અંદર મેળવી **આણંદલાલ**ને પાઈ દીધી. તે
જોકે ઘણું કામ મુકીને આવ્યો હતો, પણ **આણંદલાલ**
જેવો સજ્જન માણસ કોઈ દહાડો કામનો છે એમ સમ-
જી બીજી બે કલાક બેસી બે વાર દવા પાઈ. અને તે પ-
ણ પેટમાં ટકી રહી જેથી તેણે પણ જીવવાની આશા
રાખી ઉપચારો ચાલુ કરાવ્યા. જગત કર્તાની સંપુર્ણ કૃપા-
થી અને આયુષ્યની પ્રેરણાથી પેલુ ઓસડ પેટમાં જતાજ
તેણે ત્હેનો ઉત્તમ ગુણ થોડો થોડો ફેલાવીને ઝેરને માટી
જેવું કરવા માંડયું હતું તેથી **આણંદલાલ**ના શરીરમાં-
થી પશીનાના ટીપાં પડવા લાગ્યાં અને જીભ સુકાતી
હતી તે પણ બંધ થઈ થોડીવારમાં ત્હેની વાચા ઉઘડી ગ-
ઈ. ડાકટર પણ પોતાનો ઉપચાર લાગુ પડેલો જોઈ ખુશી
થયો અને તુરત તેણે પાસેર લોટ. ઘી અને સાકર મંગા-
વી શીરો કરાવવા કહ્યું **મનોહરલાલે** ઘરમાં સઘળી જગ્યા-
એ ફરીને **ચંદ્રભાગા**ને પુષ્કળ બુમો પાડી, પણ તે હતી
નહીં અને તેણીના હમેશના બેસવાના ઓરડામાં પણ સ-
ઘળો સામાન છુટો પડેલો જોઈ તે મહા વિચારમાં પડયો.
તુર્ત તેણે રસોઈયાને બોલાવી ત્હેની પાસે શીરો કરાવી **આ-
ણંદલાલ** પાસે બેસીને પોતેજ ખવરાવ્યો. બિચારો **આ-
ણંદલાલ** કાંઈ અંગ રોગથી પીડાયલો ન્હોતો. એટલે ઝે-
રની અસર દૂર થયાથી તુર્ત પથારીમાં બેઠો થઈ તેણે પે-
લો શીરો ખાધો. અને તે પેટમાં ગયાને અડધો કલાક થયો
એટલે જરા બોલવાની શક્તિ આવી. તેણે ઘણી નમૃતા
પૂર્વક કેટલીક વીનંતી કરીને ડાકટરનો ઉપકાર માન્યો.

અને વધારે શબ્દોમાં તે કાંઈ કહેતો હતો. પણ ડાકટરે તેમ કરવાની ના કહ્યાથી તુર્ત સુઈ રહ્યો.

ડાકટરની મેહેનત પુષ્કળ હતી. **આણંદલાલ**ની પ્રકૃતિમાં જો કે સુધારો થવા લાગ્યો હતો તથાપિ પોતે જતી વખતે ચાર પડીકાં તથા પીવાની દવા લેવા માટે કોઈ માણસને સાથે મોકલવાનું કહ્યું. તેથી **મનોહરલાલે** પાસે બેસીને ઘરના ચાકરને મોકલ્યો. **ચંદ્રભાગા** ઘરમાં છે કે નહીં તે વાતની ભોળા **આણંદલાલ**ને કશીજ ખબર ન્હોતી અને ડાકટરને જતો જોઈ પચાસ રૂપઈઆની નોટ અપાવવા માટે તેણીને બોલાવી, પણ "ઘરમાં કોઈ નથી" એવું **મનોહરલાલે** કહ્યાથી **આણંદલાલ**ના મનમાં પણ તે રંડા વિષે જુદા જુદા તર્કો થવા લાગ્યા. તથાપિ પેલા ડાકટરને ખબર પડી પોતાની આબરૂ જાય નહીં એમ સમજી તુર્ત વેળા એકે શબ્દ નહીં બોલતાં **મનોહરલાલ** પાશે પોતાની ખાનગી પેટી મંગાવી તેમાંથી પચાસ રૂપઈયાની નોટ આપી ડાકટરને વિદાય કીધો.

સકળ સૃષ્ટિમાં પરમાત્માએ પણ એક અદભૂત ચમત્કાર કરી મુકેલોજ આપણી નજરે દેખાય છે. અને તે એ છે કે—છાની રીતે ચોરી કરનારની વાત પણ આખા જગતમાં પવન વેગે પ્રસરી જાય છે. મહાવિદ્વાન અને ભરપુર ચાતુર્યતા વાપરી વ્યભીચાર કરનારાં સ્ત્રી પુરૂષો પોતાની ચાલાકીથી છાનુ રાખે છે; તો પણ ઈશ્વરી માયાને યોગે પરમાત્મા રૂપે રહેલું જગત પાંચ, છ કે આઠ મહીને પણ તેમના ચરીત્રોનુ અનુમાન કરી શકે છે. છાની રીતે વ્યસન કરનારની શરીરાકૃતિ ઉપરથી મનુષ્યોના મનમાં તર્ક કરાવી " અમુક વ્યસન છે" એમ કહેવરાવે છે;

અમૂલ્ય અવતારી મનુષ્ય કે પશુ પક્ષીનું પણ ખુન કરનારો છાની રીતે ખુન કરી ત્હેની વ્યવસ્થા કરે છે. અને કોઈને કહેતા નથી તથાપિ ત્હેના પાપના યોગથી તે વાત વર્ષે કે બે વર્ષે પણ બ્હાર આવીને તેવા જીવહરણાભિલાષીયોની પણ તેવીજ રીતે અકાળ મૃત્યુની પ્રેરણાથી જીવ લેવા માટે પરમેશ્વર યોજના કરે છે. અને ટુકામાં વિચાર કરતાં કોઈ પણ છાની રીતે કરેલું સારૂં કે નઠારૂ કૃત્ય જાહેરમાં આવ્યા વિના નિ:સંશય રહેતુંજ નથી. એવી એવી ચમત્કાર દર્શક કૃતિયોથીજ ઘણાક નાસ્તિક મતના મનૂષ્યો પણ અદૃશ્ય રૂપે રહેલા પરમાત્માને સત્ય માનવાને તત્પર થાય છે.

**મનોહરલાલે** કહેલી **ચંદ્રભાગા**ની વાત **આણંદલાલે** ખરી માની. અને તુર્ત પોતે ઉઠીને ઘરમાં તપાસ કરવા લાગ્યો, પણ તે ઘરમાં ન્હોતી. અને જ્યારે આગળ વધારે જોવા માંડ્યું ત્યારે તેણીએ માલ લેવા માટે ઉતાવળમાં ઉઘાડેલી પેટીઓ બંધ કરવી રહી ગએલી જોતાંજ તે ન્હાશી ગઈ હશે એમ **આણંદલાલ**ના મનને પકી ખાત્રી થઈ. એટલુંજ નહી પણ ઝેર દેનારી પણ તેજ હશે એવું ત્હેના મનમા કાંઈ અંશે ઉતર્યું તો પણ તેણે કોઈને કહ્યું નહીં.

**આણંદલાલ**ને વધારે શક પડ્યો તેથી સઘળા રોકડ, સામાનની પેટીયો તેણે ઉઘાડીને જોઈ પણ તેમાંથી કેટલીક ઉઘાડી રહેલી અને દાગીનાના ડાબલા ખાલી પડેલા જોઈ ત્હેના મનને વિશેષ્ય પરિતાપ થવા લાગ્યો. તેણે પોતાના ઘરનો સઘળો સામાન તપાશી જોયો અને જેટલી પેટીયોમાં ત્હેના સારા ભાગ્યે જે જે કીમતી દાગીના રહેલા

તે પાછા પેટીઓમાં મુકી બધા ઉપર પોતાના નામની સીલ કરી તાળાં દીધાં.

**આણંદલાલ**ની ઉદાસીન થયેલી વૃત્તિનું થોડુક કારણ સમજ્યા છતાં કેટલીકવાર સુધી **મનોહરલાલ** છાનો માનો બોલ્યા વિના બેશી રહ્યો. પરન્તુ પોતાના સાચા પ્રિય મિત્રને પૂર્ણ દીલગીરીમાં ગરક થઈ ગયેલો જોઈને હેના મનનો ઉભરો બ્હાર આવ્યો અને તેથી તેણે તક જોઈને પૂછ્યું કે--

મ્હારા પ્રિય મિત્ર **આણંદલાલ**, ત્હમારા જેવા સદ્‍ગુણીની સંગતથી મ્હારા જેવા અલ્પ જ્ઞાનીની દુર્મતિ નાશ પામે એમાં આશ્ચર્ય જેવું નથી. અને તેટલા થકીજ ત્હમારા સુખ કરતાં દુઃખમાંથી ભાગ લેવામાં હું એક મ્હારી ખરી ફરજ સમજુ છું. આજ તમને જેટલી ઉદાશીમાં મેં જોયા છે, તેવા કોઇ પણ વખતે મેં તમને જોયા નથી. અને સેહેજ વાતમાં વિચાર કર્યા વિના આપ શોકાતુર થાઓ તેવા પણ નથી. જગતનો વ્યવહાર અને સંસારનાં સુખ દુઃખો ઇત્યાદિ સઘળું આપ કયાં નથી જાણતા કે વધારે વિવેચન કરૂં? **ચંદ્રભાગા** જેવી પ્રેમી અને સ્વાધીનમાં રહેનારી સ્ત્રી આપને મળી છે તે જોઇને હું પણ આજ સુધી આનંદ માનતો હતો. આજના વિષ વ્યાધીથી કદાપિ આપના અમૂલ્ય આત્માનો નાશ થયો હોત, તો આપનો વિયોગ વેઠીને મ્હારે જીવવું પણ નહીં જીવ્યા જેવુંજ હતું. કેમકે મિત્રતાની ખરી પ્રીતિથી કેમ વર્તવું તેની થોડીક માહિતી મ્હને છે. પણ કૃપાળુ ઇશ્વરે આ સમયમાં આપના ઉપરથી મૃત્યુની ઘાત દૂર કીધી તેથી હેનો પણ અત્યંત ઉપકાર માનવાનો છે.

આપની દુઃખી સ્થિતીમાં પાસે બેશી શાન્તવન કરવાનું મુકીને પેલી **ચંદ્રભાગા** ક્યાં ગઇ હશે ત્હેની મ્હને શંકા છે, પરન્તુ તે વાત આપ ધ્યાનમાં લેતા નથી એટલે હું મ્હારૂં બોલવું બંધ કરૂં છું.

**મનોહરલાલ આણંદલાલનો** એક ઇષ્ટ મિત્ર હતો તેથી કાંઇ પણ વાત ત્હેનાથી છાની રાખી નહોતી. તથાપિ **ચંદ્રભાગા**ની વાત સાંભળીને તે વધારે દુઃખી થયો. અને નિશ્વાસ નાખી નમ્રપણે બોલ્યો કે—

અરે પ્રીય ! હું તો સદગુણી કે વિદ્વાન કાંઇ નથી. અને કદાપિ થોડોક હોઉં તો તે તમારા જેવા સજ્જન શુભેચ્છક મિત્રોની આશીશથીજ છે. મનૂષ્ય માત્રને પરમાત્માએ આપેલી મતિ અને પૂર્વ જન્મના સંચિત પ્રમાણે આ જગતમાં સુખ, દુઃખ, યશ કે અપયશ મળે છે. અરે રે ! મ્હારી શીખેલી વિદ્યા તો પાણીમાંજ ગઇ ! ! સ્ત્રી જાતને અજ્ઞાન, નિર્લજ, ઘાતકી અને બે ઇમાનાદિ વિશેષણો આપનારા પ્રખ્યાત અનુભવી કવિયોની, શાસ્ત્રોની અને આ જગતમાં ચાલતી સ્ત્રીયોની અનેક પ્રકારની અપયશ કરતા વાર્તાઓને ભૂલી જઈ પારકા દેશના લોકોની રૂઢી પ્રમાણે તેણીના અતીશય પ્રેમમાં અને તારૂણ્યના સૌંદર્યમાં મોહ પામી જે સ્વતંત્ર સત્તા આપેલી, તેનું ફળ રૂડું થયું છે. સ્ત્રીયોના જાતી સ્વભાવ ઉપર વિચાર કીધા વિના અથવા તેણીનાજ સ્વભાવની પરિક્ષા કર્યા વિના લડાવેલા લાડના બદલામાં તે પોતાના અજ્ઞાનમાં અંધ થઈને પ્યારા પતિની જીંદગીને જોખમમાં નાખે, એમાં તેવા પ્રેમી પુરૂષ વિના બીજા કોને દોષ દેવાનો છે ?.

પ્રિય **મનોહરલાલ** ! તે દુષ્ટ સ્ત્રીની વાત હવે પછી

મ્હને પુછ્યાથી મ્હારા દુઃખમાં વધારોજ થનારો છે! અ-
રેરે! મ્હારી અવિચારી કૃતિથીજ હું આ દશામાં પડ્યો.

ધિઃકાર મ્હારી બુદ્ધિને કે મેં પ્રથમથીજ સર્પ જા-
તિને પાળીને પોતાનાજ અંગપર દંશ કરાવ્યો!!

## शिखरिणी.

સુણેલી સ્ત્રી વાતો, સરવ હું ભ્રમેથી ભુલી ગયો,
અરેરે! તે પાપે, ખચીતજ શરીરે દુખી થયો;
લડાવી ઐ પેરે, તદપિ ન મતિ લેશ સુધરી,
પ્રિતી દંપત્તીની મન, થકી ખરે! તેય વિસરી. ૧
અવિચારી પાપી, અવગુણી અને લોભી વિષયી,
દુરાત્મા સ્ત્રી જાતી, નરતણી કદાપી નથી થઈ;
શિખેલી તે વિદ્યા, ઝટપટ જગે નીંદ ઠરશે,
ગયેથી શો ઝાઝો, સુખકર તહીં સ્વાર્થ સરશે? ૨
ગણેલી મેં પ્યારી, થઈ સજ મુને નાશ કરવા,
ચમત્કારો મ્હોટા, કલિયુગ તણા શા ઉચરવા;
અધીકારો આપ્યા, સુશીળ સમજી પત્ની કરમાં,
બની તેથી ગર્વી, ભય નવ ગણ્યો લેશ ધરમાં. ૩
ખપ્યો રે! હું ખાસો, મતિહિણ સમો સુજ્ઞ જનમાં,
કરી તે સૌ ચીંતા, બળી બળી મરૂં આજ મનમાં;
કૃતિ અજ્ઞાનીની, હરનીશ અરી રૂપ નડશે,
પ્રતિષ્ટા લાવ્યાનો, અવર નકશો માર્ગ જડશે. ૪

**આણંદલાલ**નું બોલવું સાંભળી **મનોહરલાલ**ની
આંખમાં આંસુ આવ્યાં. અને તે બોલ્યો અરે સુજ્ઞ મિત્ર
બની ગએલી વાતનો શોક કર્યાથી હવે શો લાભ છે? **ચં-
દ્રભાગા** જેવી સ્ત્રી ન્હાશી તો જાય નહીં. અને કદાપિ
તેવું બને, તોપણ તેણીનાં માબાપ જેટલું આપને લાંચ્છ-

ન ભરેલું નથી. વિદ્વાન પુરૂષોના ઘરમાંની સ્ત્રીયોને અતિ-
શય સ્વતંત્ર રાખ્યાથી તેમની પણ નિંદા થાય છે. તે વે-
ળાનાં ત્હેનાં ચરિત્રો આપનાથી સમજાયાં હોત, તો આજે
આટલો પશ્ચાતાપ થાતજ નહીં. પરન્તુ કર્મયોગે જે બન્યું
તેમાં આનંદ માનવો પડે છે. આપની શોકાવસ્થા જોઈને
મ્હને કાંઈ ઓછું દુઃખ થતું નથી. શાસ્ત્રમાં પણ ઉપદેશ
રૂપી વાક્યો કહેલાં છે કે—

उत्तमानामपि स्त्रीणां विश्वासो नैवविद्यते
राजाप्रिया कराविण्यो रमन्ते मधुपैसह:

ભાવાર્થ—સ્ત્રીયો કદાતિ ઉત્તમ હોયતોપણ તેનો વિશ્વાસ
કરવો નહીં. દ્રષ્ટાંત કે, રાજાની અતિ પ્રિય હોય, તે પણ હ-
લકા જોડે વ્યભિચાર કરે છે!

દુષ્ટ **ચંદ્રભાગાને** આવી મતિ સુઝવાનું કારણ ત્હે-
નાં માબાપોજ ધારવાનાં છે. કારણકે બાળપણામાંથી અ-
તિશય લડાવી મ્હોડે ચઢાવી ઘરનો સઘળો કાર્યભાર સોંપી
તેણીના અજ્ઞાનતાવાળા મનને ઉત્તેજન આપ્યું; અને કોઈ
પણ માણસનો ભય નહી રહ્યાથી આખરે તેવાજ સ્વભા-
વની સ્ત્રીયો સ્વતંત્ર થતાં થતાં સ્વછંદ વર્તણુક કરીને
પોતાના પતિની આબરૂ ગુમાવે છે. મિત્ર **આણં-
દલાલજી**! ગએલી વાતો વિસારી હવે સાવધ રહેજો.
હવે તો બીજી કોઈ ગુણવાન અને ખાનદાન ઘરની કન્યા
જોડે લગ્ન કરી તેણીને સ્વસત્તામાં રાખી સંસારનું સુખ
લઈ આયુષ્ય પુરૂં કરવું ઘટે છે.” એવું કહીને તે પણ ઘેર ગયો.

**મનોહરલાલે આણંદલાલને** ફરીથી લગ્ન કરવા
વિષેની જે વાત કહી તે ત્હેના મનમાં ઉતરી નહીં. કેમકે
**ચંદ્રભાગાની** કૃતિ રૂપી શોકાગ્નિ તેના અંતરમાં ઉંડો

ળતરી ભડભડ બળતો હોવાથી ખરેખરી તેની એક વૈરાગ્ય સ્થિતિ બની હતી. તે ગદગદિત કંઠે બોલ્યોકે—પ્રિય મિત્ર તું મ્હારૂં હિત ચ્હાતો હોય, તો ફરીથી લગ્ન કરવાની વાત હવે કોઈ પણ દિવસે કહાડીશ નહી.—અરેરે !

## वसन्ततिलकावृत्तम्

જેને ચહી જીવ થકી અતિ પ્રિય મ્હારી,
માગેલ વસ્તુ વદતાં ઝટ દીધી ભારી;
રાખી ન ન્યૂન, લવલેશ અરે ! લગાર,
તે દૃષ્ટ રૂપ નિપજી મમ લગ્ન નાર. ૧
જાતિ સ્વભાવ કદી સ્ત્રી નથી છોડતી કો,
વીતેલ વાત તવ મિત્ર તણી સહુ જો;
એકે કરી અવદશા દુખ કેરી સારી,
અર્ધાંગના ફરી હવે કરૂ શું વિચારી ?! ૨
આજ્ઞા નથી પ્રભુ તણી મન એવું જાણું,
તો લગ્નથી સુખદ આશજ કેમ? આણું;
રે ! મિત્ર વાત સઘળી તું વિસાર આજે,
શોકાગ્નિથી અરર આ મુજ દીલ દાઝે. ૩

પોતાની કહેલી વાતની હાલમાં **આણંદલાલને** કશીજ અસર થનાર નથી એવું **મનોહરલાલને** લાગ્યું એટલે તે પણ તુર્ત વેળા રજા માગી ઘેર ગયો.

**આણંદલાલની** ઉદાશીન અવસ્થા ઘણીજ વધી પડી હતી. ત્હેને **મનોહરલાલે** પણ આવા પશ્ચાતાપના સમયમાં લગ્નની વાત કહેલી તે સ્મરણ થયાથી વધારે દીલગીર થઈ તે બોલ્યો.

અરેરે ! હું મ્હારા આત્માને તે શો ધિઃક્કાર આપું ?!

## मालिनी वृत्तम्.

બહુ દિન તણી મ્હારી, આબરૂને ડુબાવી,
જગ મહીં નિત નિંદા, આજથી રે! ચલાવી;
ધિક ધિક મુજ બુદ્ધિ, નીચ જાતિ લડાવી,
કરી નિજ કૃતિ તેણે, યોગ વૃત્તિ ધરાવી! ૧
અહિ સમ કવિ કે'તો, નારીને તે ન ખોટું,
પ્રિય કહી પય પાતાં, થાય છે વિષ મ્હોટું;
જઈ કુકરમ વાટે, દંશ દે કોઈ કાળે,
કિરતિ સરવ જાતાં, સુજ્ઞનું મન બાળે. ૨

પોતાના આત્માને ધિઃકાર આપવામાં **આણંદલાલ** એટલો બધો ગુંથાયો કે તે શોકને લીધે તે દીવસે ત્હેનાથી કચેરી-માં પણ જવાયું નહીં. અને ત્હેને ઝેર આપ્યાની વાત જડજ-ને ખબર પડયાથી તેણે પણ **આણંદલાલ**ને ઘેર સીપાઈ મોકલી ભાળ કઢાવી. પાછલો પોહોર થએલો જોઈ લુગડાં પેહેરી **આણંદલાલ** કચેરીમાં જવા નિકળ્યો. અને તે જે રસ્તે થઈને જતો હતો ત્યાં ત્હેને દેખીને "દોરંગી દુનિયાંનાં સ્ત્રીપુરૂષો પોતાના ઘરમાં બેશી છાની રીતે **ચંદ્રભાગા** વિષેનીજ વાતો કરતાં હતાં" **આણંદલાલ** ગાડીમાં બેઠો બેઠો પોતાની તીવ્રશ્રવણ શક્તિથી બધું સાંભળતો, પરન્તુ કશુંજ જાણતો નથી એમ કરી મનમાંજ તે ખેદ પામ-વા લાગ્યો.

**આણંદલાલ**ની ફજેતીનો પાર રહ્યો ન્હોતો. ત્હેને કચેરીમાં આવેલો જોઈ કેટલાક હિતચિંતક કારકુનો અને વકીલો ખબર પુછવા લાગ્યા, પણ "કાંઈ નહીં" એવો થો-ડોક ઉત્તર દઈ સમાધાન કરતો. અને કેટલાક વાતોના ર-સિયાઓને તો કશોજ ઉત્તર આપતો નહીં તે બીચારો

સાંજે ઘેર આવ્યો. પણ સ્ત્રીની દુષ્ટ કૃતિથી પોતાની થ-
એલી ફજેતીના વિચારો ત્હેના મનમાં ઘણાજ ઉંડા ઉતરી
ગયા હતા. થોડી વાર સ્તબ્ધ બેશી રહેતો, હાથમાં ચોપ-
ડી લઈ વાંચવામાં ચિત્ત ઘાલી ભુલી જવાનું કરતો અને
થોડી વાર પથારીમાં બેશી ઉંઘ લેવાનું કરતો, પણ તે સ-
ઘળુ વ્યર્થ ગયું. જેથી બેઠો થઈ નિશ્વાસ નાખી ઇશ્વિરની
પ્રાર્થના કરવા લાગ્યો કે—હે દિનદયાળ પ્રભુ! અસલના
લોકો સ્ત્રીને અર્ધાંગનાની ઉપમા આપી પતિના સુખદુઃખ-
માં અર્ધભાગી ગણતા. અને સ્ત્રીયો પણ યુદ્ધ જેવે પ્રસંગે
પણ સહાય થતી, અનેક સંકટો વેઠી સત્ય અને પાતિવૃત્ય
જાળવતી; પુત્ર પુત્રાદિનું રક્ષણ કરવા માટે હાથમાં શસ્ત્ર
લઈ બહાદુર બનતી, અને ઇશ્વિરનું સ્મરણ કરી ભક્તિભા
વના યોગે પોતાના પૂર્વજોનું નામ દીપાવી મરણ પછી
સત્કર્મના પૂણ્યથી પતિ સાથે સ્વર્ગમાં જતી, તેવું આ યુગ-
માં હવે રહ્યુંજ નથી. અને હજી ત્હેની પૂર્ણ યુવાવસ્થામાં
કોણ જાણે કેવાં માઠાં પરિણામો નિપજી ધર્મ અને સ્ત્રી-
પુરૂષો પોતાનું ખરૂ કર્તવ્ય કર્મ ભૂલશે તે કલ્પના થવીજ કઠી
ણ છે. પરંતુ હું ત્હારી પ્રાર્થના કરીને માત્ર એટલુંજ માગુછું કે—

### હરિગીત છંદ.

સંસાર તજી, અળગી કરે, નર, નારીને વિરોધથી,
રાખે હમેશે કલહમાં, ને, વસે પોતે ક્રોધથી;
સુજંનની વૈરાગ્ય મતિ, કરવાની નથી યાચના,
તે સર્વના દિલમાં વશી, પ્રભુ ટાળ આવી આપદા; ૧
જગદીશ દીન દયાળુ થઈ, મુજ, વીનતી કરણે સુણો:
નથી ભક્ત તદપી રંક ગણુજો, બાળ મૂઢ હું તમતણો:
મુજ સમી પ્રીતીમાં ડુબ્યા હશે શું નરો કો કદા,

તે સર્વના દિલમાં વશી પ્રભુ ટાળ આવી આપદા.
ભૂલોકને ફેલાવવા નિપજાવી છે સ્ત્રી જાતને.
રહે સંપ, ને સુવૃત્તિથી, તો થાય બહુ વિખ્યાત તે;
કદી મતિ કરે જો નિચ, તો ડુબાવે નામજ સર્વદા,
તે સર્વના દિલમાં વશી પ્રભુ ટાળ આવી આપદા. ૩
રૂપવંતી, સુમધુર ભાષણી વળી મોહ રૂપી માનની;
પણ એકરાખી ન્યૂનતા તેં, અલ્પ ઘડી મતિ તેહની;
નિજ નાથ પ્રેમ, સુખ ભુલી તર્કો, કરે પળે જુદા, જુદા;
તે સર્વના દિલમાં વશી પ્રભુ ટાળ આવી આપદા. ૫
પતિ પત્નીનો ચિર કાળ લગી અહીં, પ્રેમ પૂર જામજો,
ગ્રહ કાર્ય કેરા આધિક હક્ક સહુ, નાશ જલદી પામજો;
થાશે સ્વતંત્ર ખૂબ તો દુખ ખચિત દેશે પ્રેમદા,
તે સર્વના દિલમાં વશી પ્રભુ ટાળ આવી આપદા. ૪

એવી રીતે પોતાના મનને ઉપદેશ કરતો કરતો ખેદથી ઉંઘી ગયો.

બીજે દીવસે સવાર થતાંજ પેલો ડોકટર અને **મનોહરલાલ** ત્હેની ખબર જોવા આવ્યા તેમને સન્માન સાથે બેસાડયા. અને પોતાની પ્રકૃતિ સારી છે એમ કહી ડાકટરનો ઉપકાર કેમ વળશે તે વિશે તેણે એટલી નમ્ર વીનંતી કરી કે જેથા તે બીચારો ઓશીયાળો થઈ ગયો. અને તેમ કરવાની ના પાડી. ડાકટરનો ઉપકાર **આણંદલાલ** બહુ માનતો હતો. અને ત્હેની મેહેનતના પ્રમાણમાં કાંઈ વધારે આપવાનું હતું પણ પોતાની પ્રકૃતિ વધારે સારી થયા પછી તેમ કરવા તેણે નિશ્ચય કીધો. પેલો ડાકટર થોડીવાર બેઠો. તેણે **આણંદલાલ**ની પ્રકૃતિના માન પ્રમાણે થોડીક પીવાની દવા આપી. અને આઠ દીવશ લ-

ગી પોતાની પાસે આજને વખતે આવીને કોઈ માણસ લઈ જાય એમ કહીને તે પોતાને કામે ગયો.

**આણંદલાલ**ની વય વૃદ્ધ થએલી ન્હોતી, તેથી ત્હેનો મિત્ર **મનોહરલાલ** ફરીથી લગ્ન કરાવવાની આતુરતામાં જ હતો. **ચંદ્રભાગા**એ કરેલા કામથી જો કે **આણંદલાલ**ના મનમાં ખરેખરોજ વૈરાગ્ય આવેલો હતો, તોપણ **મનોહરલાલ**નાં દિલાસા યુક્ત વાક્યો એ ત્હેનો નિશ્ચય ફેરવી નાંખ્યો. તે બોલ્યો કે—

હે સર્વ ગુણ સપન્ન **આણંદલાલ**! આપ જેવા વિદ્વાન અને પ્રતિષ્ઠિત ગ્રહસ્થ ઉપર **ચંદ્રભાગા**ની અવિચારી વર્તણુંકથી બહુ દુઃખ પડયું છે. જેથી ફરીથી લગ્ન કરવાનો કંટાળો આવે એમાં કાંઈ આપનો દોશ નથી. પરન્તુ હાલમાં આપની વય વૃદ્ધ થએલી નથી. અને દુનિયામાં સઘળી સ્ત્રીયો **ચંદ્રભાગા** જેવી દુષ્ટ સ્વભાવની નથી હોતી. કોઈ ખાનદાન પુરૂષના ઘરની પુત્રી હોય, બાળપણથી તેણીને સારો ઉપદેશ કરીને ઉછેરી હોય તો અને તેવી સ્ત્રી આપના ઘરમાં આવીને પાછી સ્ત્રી ધર્મને અનુસરતાં ગ્રહ કાર્યોમાં તત્પર રહી આપની પ્રીતિ સંપાદાન કરશે તો **ચંદ્રભાગા** રૂપી થએલો ખેદ થોડાજ દહાડામાં તે ભુલાવી નાખશે. સાંભળો—

**મનહર.**

કથાઓ કહું તે સુણ પ્રાચીન પુરાણ તણી,<br>
ગાળ નવ અંગ મિલ રાખી સોસના અતી;<br>
સુર, અને શૂર રાયે બહુ દુઃખ સહ્યાં પણ,<br>
હીંમતથી સ્મૃદ્ધિ સઉ મેળવી જતી જતી. ૧<br>
દ્રુપદીને લાવ્યો અરજુન મચ્છ વેધ કરી,

માતનું વચન પાળી પાંચમાં વ્હેંચી હતી;
થયો ન નિરાશ યુદ્ધ યત્ન નિત જારી રાખે,
નારી રાજની મળી પ્રમિલા[1] મન ગમતી. ૨
કટુક વચન કહ્યાં તે સઉ સહન કરી,
પાછળથી માની પતિ સમ ઉલપી[2] સતી;
બ્રહ્મચારી ભીમે લગ્ન આશ કદી ધારી ન્હોતી,
(પણ) હેડંબાથી નિપજાવી વીર પુત્ર સંતતી. ૩
રામ જેવા પરમેશે વ્હેમમાં સીતાને[3] તજી,
વાલમીક વાક્ય સુણી લાવવા કરી મતી;
અનેક દૃષ્ટાંત તણુ યુગમાં બનેલ એવાં,
સંભારીને યોગ્ય સાર લેવો ત્હેની માંહીંથી. ૪
નારીનો દુષિત ત્રાસ, સ્મરી થયો છું નિરાશ,
એકવાર માન મ્હારી સૂચનાઓ જે થતી;
સઘળી સમાન દુષ્ટ નારી જગતમાં નથી,
કોઈક સર સગુણવડે ચાહે છે પતિ. ૫
દુખિત વેળાને યાર, આજ પ્રિય તું વિસાર,
સુખ દુઃખ થતું, જેવી પૂર્વ જન્મની કૃતિ;
હર્ષ શોક તજી, મૂળ સંતોપનું સજી ભેશ,
અન્ય લગ્ન કરે ખુલે તુજ ભાગ્યની રતિ. ૬
પ્રભુએ સુઝાડ્યું મુને, માટે વિનવું છું તુંને,

---

૧ પ્રમિલા રાણી જોડે યુદ્ધ કરીને પણ તેની જોડે લગ્ન કરેલું તેથી. ૨ બભ્રુ વાહનની માતા, શેષ પુત્રી. ૩ રામાયણમાં કથા છે કે એક ધોબીએ પોતાની સ્ત્રીને જારિણી ઠરાવી દુર કરી કહ્યું કે હું કાંઈ રામચંદ્ર જેવો નથી અને રાવણને ઘેર રહેલી સીતાને ઘરમાં ઘાલી તેથી સીતાવાલ્મીકાશ્રમમાં રહી. ઈ૦

શોધી કાઢું પત્નિ નક્કી તુજ ઘર શોભતી;
આનંદમાં કાળ જાય, સુનારીથી સુખ થાય,
વળી જોવા ચાહું અહીં સુપ્રજાને ખેલતી. ૭

**મનોહરલાલે** ઉપદેશ કરવામાં બાકી રાખેલી ન-હોતી. અને તેવી યોગ્ય કન્યા પણ શોધી લાવવાનું પોતેજ માથે લીધું. જેથી **આણંદલાલે** તેણીને જોયા પછી વિ-ચાર કરીશ" એમ કહી તેના મનને આનંદ પમાડી વિ-દાય કરી પોતે પણ કચેરી ભણી ગયો.

---

# खण्ड ३ जो.

## "સોબતે અસર તુખમે તાશીર"

પ્રિય વાંચનાર! **ચંદ્રભાગાની** કથા હાલમાં અહીં-યાં રાખીને હેની ન્હાની બ્હેન **સરસ્વતિ** ભણી નજર કરીએ. તે બીચારી જ્યારથી સાસરે ગઈ હતી ત્યારથીજ તે દુઃખમાં પડી હતી. વૃદ્ધ સાસુ સસરો જો કે રજવાડા-માં માન પામેલાં હતાં, તોપણ રાજાઓની લક્ષ્મિ યાવ-નિક દેશોમાં જવાથી અને તેવાજ સ્વભાવના નવા નવા કામદારો નિમાયાથી બ્રાહ્મણોના વતનપર કાતર ચાલતી હ-તી! અને તેઓ અસલથી ખાનદાનમાં ગણાયેલાં એટલે પોતાની પ્રતિષ્ટા સાચવવા માટે કેટલોક ખર્ચ પણ કરવો પડતો હતો. દશ વર્ષના ચઢેલા વર્ષાશન પેટે એક પાઈ સ-રખી પણ દરબારમાંથી મળેલી ન્હોતી. જેથી કરજ કરીને પણ તેઓ પોતાનો સંસાર ચલાવતાં હતાં. ઘરનું થોડુંક કામકાજ વેચાતું કરાવતાં અને કેટલુંક તેમને હાથે કરવું

પડતું. તેમાં પણ સાસુ વૃદ્ધ હોવાથી તે સઘળી વિટંબના **સરસ્વતિનેજ** માથે પડી હતી.

**સરસ્વતિની** વય ઓગણીસ વર્ષની હતી. અને તે- વામાંજ તેણીને પોતાની બ્હેન **ચંદ્રભાગા** જેટલું સુખ, નવરાશ અને ચિંતા ઓછી હોત, તો ત્હેની મતિજ ભ્રષ્ટ થયા વિના રહેત નહીં. પરન્તુ તે બીચારીને ઘરનાં સઘળાં કામોની ચિંતા માથે પડેલી એટલે તરૂણ વયમાં ઉત્પન્ન થતા કામાગ્નિનું મૂળ તો ઉગતાં ડમાયા જેવું થયું! સ- વારથી તે સાંજ લગી રાંધવા જમાડવા અને બીજા ગ્રહ કાર્યમાં વખત જતો, અને તે પછી પોહોર રાત જતા સુ- ધી બીજા દહાડાના સામાનની તૈયારી કરી મુકી થાકીને સુતી. જેથી એક પણ વિચાર કરવાની તેણીને નવરાશજ મળતી નહીં.

કમનશીબ **સરસ્વતિને** પરમેશ્વરેજ પરતંત્ર રાખવા ધારેલું એટલે તેને મિથ્યા કરનાર કોણ સમર્થ હતો? બે વરસ એવીજ રીતે ગાળ્યાં એટલામાં તો દસ દસ દહાડાને અંતરે વૃદ્ધ સાસુ સસરાનો કાળ થયાથી બ્રાહ્મણ વર્ગને ઘટતી સઘળી ન્યાત ક્રિયાનું કામ પણ તેણીનેજ માથે પ- ડ્યું. કેમકે સ્ત્રીપુરૂષ વિના બીજું કોઈ પણ મ્હોટું ન્હાનું માણસ તેમના ઘરમાં હતુંજ નહીં. **સરસ્વતિનો** પતિ ગમે તેમ કરજ કરી દિવસ પાણી માટે સઘળો સામાન ઘરમાં લાવતો, ત્હેની વ્યવસ્થાનું કામ પણ **સરસ્વતિ** વિના બી- જું કોઈ પણ કરી શકે તેમ ન્હોતું.

ઉત્તમ વસ્તુનું નિત્ય નિત્ય ભોજન કરનાર મનુષ્યને પણ ચિંતા વ્યાધિ શરીરમાં લાગ્યાથી ત્હેનું સઘળું લોહી બળી જાય છે. અને નિચિંત રહેનારો માણસ પુષ્ટિ ખા-

ધા વિના અલમસ્ત આખલા જેવો બને છે. **સરસ્વતિ** તરૂણ હતી, પણ તારૂણ્યને શોભાવનારા સઘળા અવયવો ચિંતાને લીધે બળી ગએલા તેથી કેવળ સુકી લાકડા જેવી જણાતી. અને પુરેપુરો શ્રૃંગાર પણ તેણીએ કોઈ દહાડો પેહેર્યો નહોતો. ત્હેનો પતિ સારી સારી વસ્તુઓ લાવીને ખવરાવતો પરન્તુ "કાલે શું કામ કરીશું, માસિક શ્રાધે કેટલલા માણુસો જમાડીશું. અને ઘરમાં ફલાણું કામ રહી ગયું છે" આવી સઘળી ચિંતા તેણીને આખો દહાડો લાગેલી હોવાથી પોતાના પતિ જોડે સુખદુઃખની વાત કરી શાન્ત થવાનું પણ તેને બનતું નહીં. અને કામની ચિંતામાં ઉંઘ આવતી, તોપણ ભોંય ઉપરજ બે કલાક પડી રહી તે ઉંઘ કહાડી લેતી.

દશ વર્ષના ચઢેલા વર્ષાશન માટે **સરસ્વતિ**ના ધણીએ કચેરીયોમાં પુષ્કળ અરજીયો કરી, ધક્કા ખાધા, પણ તે ખાતાના કામદારો એવા ઉજળા ઠગ હતા કે ઉપરથી પ્રમાણિક રાજ શુભેચ્છક અને ન્યાયીનું ડોળ બતાવી વર્ષાશન કે ધર્માદાય દેવસ્થાનોનાં કામો લાવનારા બ્રાહ્મણો પાસેથી પણ થોડી ઘણી દક્ષણા લીધા વિના કોઈના કામનો નિકાલજ લાવતા ન્હોતા. જેથી દુરનાં ગામોમાંથી આવનારા ગરીબ લોકોને પણ ધક્કા દેવામાં તેમને મુદ્દલ દયા આવતી નહીં.

ગરીબ અરજદારો ખુદ રાજા પાસે જતા, તો ત્હેની મુલાકાત થતી નહીં. અને કોઈ દહાડો કદાપી થાય, તોપણ તે એવું કહેતો કે મેં સઘળો અખત્યાર કામદારોને સોંપેલો છે. એટલે તેઓ જે કરશે ત્હેના ઉપર મ્હને વિશ્વાસ છેજ.

દશ વર્ષના સામટા દશ હજાર રૂપઈયા સરકારમાંથી મળવાની આશાએ તેણે કરજે લાવીને માબાપનો દિવસ પાણી કરેલો જેથી માગનારા પણ બીજે ત્રીજે દહાડે ધક્કા ખાતા હતા.

પરમેશ્વરને ઘેરથી નિર્માણ કરેલી ભાગ્યહીન મનુષ્યોની લીલા પણ અદભૂતજ હોય છે। દુર્ભાગ્ય મનુષ્યને કદાપી ઉત્તમ વસ્તુ મળે તથાપિ તે ભોગવાતી નથી. ભાગ્યમાં નહીં લખેલું કોઈ પણ પ્રકારનું સુખ પરાણે મેળવવાનું યત્ન કરનારો બિચારો વધારેજ દુ:ખમાં પડે છે. ભાગ્યહીન પુરૂષને સ્વરૂપવાન અને ગુણવાન સ્ત્રી મળે અથવા તેવીજ સ્ત્રીને પુરૂષ મળે, તો પરસ્પર અણબનાવ રહે છે. એટલે પ્રજાની ઈચ્છાથી કરેલા લગ્નમાં અવરોધ થઈ સુખ તજી વિયોગ વેઠીને નિર્વંશ જવા દે છે. એટલુંજ નહીં પણ તેમની સઘળી મીલકતના વારસ તેમની હયાતી પછી ગોત્રીયો કે સરકાર થાય છે નવા સુધારાના લોકો એકલા ઉધમનેજ શ્રેષ્ટ માની ભાગ્યની વાતને નિંદે છે. પણ ભાગ્યવિના ઉધમ સુઝતોજ નથી એમ નૈષ્ટીકો માને છે.

**સરસ્વતી**નો પતિ લોકોની થતી ઉઘરાણીથી કેવળ કંટાળી ગયો હતો. તેથી લાગલગટ છ માસ સુધી તેણે અરજીયો કરી, અને કામદારોને ઘેર એટલા ધક્કા ખાધા કે તેમણે પણ કંટાળીને લ્હેના વર્ષાસનના પુરા રૂપઈયા આપવાની ચીઠ્ઠી કરી સરકારી જામદારખાનામાં મોકલી. અને ત્યાંથી પણ તુર્ત રૂપઈયા મળ્યા તે લેઈ ઘેર ગયો.

લ્હેને વર્ષાસનના રૂપઈયા મળેલા સાંભળી માગનારાઓએ સવારથીજ ઉઘરાણી કરવા માંડી. જેથી બે હજાર રૂપઈયા કહાડી સઘળાઓનું દેવું ચુકાવીને વધેલા આઠ હ-

જારમાં આનંદ માની દિવસો ગાળવા લાગ્યો.

ભાગ્યહીન **સરસ્વતિ** લગ્ન થયા પછી નિરંતર ચિં- તામાંજ રહેલી હતી. ત્હેને કિંચિત્ સુખ ભોગવવાનો વ- ખત હમણાં આવ્યો. પરંતુ તેમના કર્મમાં દ્રવ્ય અને સુખના ભોક્તા થવાનું અઘરૂં લખેલું એટલે કેમ ભોગ- વાય! તેણીનો પતિ જ્યારથી રૂપૈયા લાવ્યો ત્યારથી મુદ્દલ સુખી રહ્યો નહીં. એક દહાડો તાવ આવે, તો બીજે દ- હાડે વાયુ થાય અને પોતાના બાપના કાર્ય સબંધે ઘેર ન્યાત થતી, તોપણ ત્હેનાથી ખવાતું નહીં. તે બિચારો એવી વ્યાધિ ગ્રહસ્થની સ્થિતિ ભોગવતાં પોતાની પચ્ચીસ વર્ષની વયે મરણ પામ્યો. જેથી **સરસ્વતિ**ના દુઃખનો ક- શોજ પાર રહ્યો નહીં. તે બિચારી તરૂણવયમાં વિધવા થઇ. તેણીને પેટ પ્રજા નહીં હોવાથી વારસો મળવાની ઈચ્છાએ "તે ક્યારે મરી જાય" એવું ત્હેના "પિતરાઈયો" ચીંતવન કર્યાંજ કરતા, પરંતુ તેણીની ખબર પુછવા માટે કોઈ આવતુંજ નહીં.

ઘરમાં જોઈતો સામાન મંગાવવા માટે તે બીચારી લોકોની ઓશીયાળી થતી. અને તેઓ "આજ નહીં" એમ કહેતા તોપણ તરૂણ અબળા તે વિના ચલાવી લેતી. **સ- રસ્વતિ**ની વય ન્હાની હતી, પણ આજ સુધીમાં મોજ- શોખની વાત તેણીએ જોઈજ ન્હોતી. વિધવા થયા પછી તે બિચારી એક પુરાણીને પોતાના ઘરમાં જમાડી ત્હેની પાસે બેશી ભાગવત, ગીતા, યોગશાસ્ત્ર અને રામાયણની કથા સાંભળી પાઠ પૂજા કરી વૈરાગ્યમાંજ દિવસો ગાળતી હતી. તે કાંઈ ભણેલી ન્હોતી પણ નારાયણ કવચ, પુરૂષો- ત્તમ શહસ્ત્રનામ જેવા ન્હાના પાઠ મ્હોઢે શીખેલી હતી જેથી તે ન્હાયા પછી બોલ્યા જતી હતી.

આ સંસારમાં સઘળી માયા કેટલી જુઠ્ઠી છે? અને ત્હેને સાચી માની ઈશ્વરનું નામ સ્મરણ વિસરનાર પ્રાણી બન્ને જગાએથી દુઃખ પામી કશોજ સારદેખી શકતો નથી.

તરૂણ વયનો પુત્ર, કે પુત્રી મરી જાય, અને જેથી નિર્વંશ ગયા પછી પુષ્કળ ખેદ થયો હોય, તથાપિ સ્મશાન વૈરાગ્ય કરી દિવસાનુંદિવસ સઘળો શોક ઓછો થઈ ત્હેની ક્રિયા કરવાની વાત સુઝે છે. અને વરસે કે બે વરસે તો મરનારનું સ્મરણ પણ ભુલી જઈ સઘળો શોક એક બાજુપર મુકાય છે. સંસારના સુખને સ્વપ્ને પણ નહીં જોનારી, અથવા કિંચિત્ સુખનો ભાસ જોઈ તરૂણવયમાં વિધવા થનારી ઉંચ વર્ણની સ્ત્રીયોના દુઃખનું વર્ણન થઈ શકતું નથી! વેશ, વૈભવ, ખાનપાન, ઉત્તમ ઉત્સાહના દિવસો અને સઘળો જન્મારો વ્યર્થ ગયાથી તેવી વિધવાઓને વૈધવ્યપણાનો શોક વિશેષ હોય છે. પરન્તુ વર્ષ કે બેવર્ષ પછી તે સઘળું વિસારે પડી તે આનંદથી ફરે છે. બાળપણથી પરાધીન રહી સુખ લેવા વખતે પતિ વિનાની થઈ દુખી અને દુર્ભાગી કહેવાયલી **સરસ્વતિ**એ જોકે બે વર્ષ લગી શોક પાળી કથા પુરાણ સાંભળવાપર આસ્થા રાખી. પરન્તુ મૂળ સ્ત્રી જાતિ, જ્ઞાન રહીત અને પાત્ર પણ હલકું એટલે મરનાર પતિની સઘળી મીલકત ત્હેને મળ્યાથી તેણીના શરીરમાં હર્ષવાયુ ભરાવા લાગ્યો. અને થોડા દહાડામાં તો તે દેવ દર્શન કરી લોકોને જોવાની ઈચ્છાથી બ્હાર પણ જતી થઈ.

વાંચનાર! પુરૂષ મરી ગયા પછી પુખ્ત કે તરૂણ વયની વિધવા સ્ત્રીયો પણ ચિંતામાં પડી દુઃખ સમજી સુકાવાને બદલે તે સઘળું તજી અલમસ્ત જેવી થઈને ફરે

છે. એટલુંજ નહીં, પણ સંતતિ કે સંસાર ક્રમમાં એકલી રહી ધનાઢ્ય સ્થિતિમાં ગણાતી વિધવાઓના અભિમાન વર્તણુંક, અને અપકૃત્યોનાં હજારો દૃષ્ટાંતો—કે દ્રવ્યનું ખરચાવું એના પ્રકારો ઘણાજ આશ્ચર્ય જનક બનતા લોકોમાં સંભળાય છે. અને રંક, કે રાયને ઘેર પણ સદાકાળ સ્થિર વૃત્તિથી નહી રહેનારી લક્ષ્મિ પણ સારા અથવા નઠારા માર્ગના નિમિત્તથી જવા માંડે છે.

બહુ દિવસ પરતંત્ર રહી દુઃખ પામેલી સરસ્વતિની પાસે દ્રવ્ય આવ્યાથી તેણે પણ પતિ મરણનો શોક વેગળો કરવા માંડયો. તેણીની સંભાળ લેનાર સાસરાના સંબંધીઓમાં કોઇજ ન્હોતું. એટલે વિધવાઓને વૈરાગ્ય સ્થિતિમાં પેહેરવાનાં ધોળાં વસ્ત્રો કોરે મુકી સૌભાગ્યવતી જેવાં લાલ લુગડાં, હાથે સોનાની ચુડ, બે હાથપર ત્રણ ત્રણ તસુનાં મોળીયાં વાળુ કાપડું અને ગળામાં બે ત્રણ સોનાની કંઠીયો ઘાલ્યા વિના તે કદી બ્હાર જતીજ નહી. પોતાની ન્યાતમાં વિધવા સ્રીયોને જમવાનો ચાલ નહીં હોવાથી તે બીચારી ન્યાતમાં જતી નહીં, પણ ન્યાતનું જમવાનું ઘરમાં કરીને ખાતી હતી.

સજ્જન વાંચનાર! સ્ત્રી જાતિને ભ્રષ્ટ કરનાર જેવી હલકી કેળવણી અને અઘટિત છુટ છે તે કરતાં પણ અજ્ઞાન સ્રીયોની સંગત અતિશય હીણી ગણાય છે. તરૂણવયમાં દ્રવ્ય અને સઘળી સત્તાને સ્વતંત્ર રીતે ભોગવી વિધવા થનારી સ્રીયોને તેવી વિધવા સ્રીયોની સંગતિજ આ ભવસાગરમાં ડુબાવનારી છે. અને દુષ્ટ બોડકીયો તરૂણપણામાં જાતે વ્યભિચાર કરી પોતાની મનેચ્છા પૂર્ણ થયા પછી વૃદ્ધાપકાળમાં પણ તે વ્યસન છોડી ઇશ્વરનું ભજન

નહીં કરતાં બીજી તરૂણીઓની સાથે સ્નેહ કરી પોતાનો ઉદ્યોગ ચલાવી નીચ અને પાપિષ્ઠ વાસના પુરી પાડી તે-ણીના વ્યભિચારથીજ પોતાના મનને તેઓ આનંદ માને છે. અને તે કૃત્યોથી પોતે પણ આ જગતમાં અપયશપાત્ર બની બીજાને બનાવી મુઆ પછી પોતે નરકમાં પડે છે ને બીજાને નાંખે છે.

વિધવા **સરસ્વતિએ** બીજો બધો ઠાઠ કરવા માંડેલો, પણ વ્યભિચારનું વ્યસન તેણીને વળગેલું ન્હોતું. ને હમે-શાં બ્હાર જતી, તોપણ કોઈ સ્ત્રી જોડે બ્હેનપણાં બાંધીને વાતચીત નહીં કરતાં જાણે પરદેશીજ હોય, એવી રીતે વે-ગળી વેગળી રહીને ફરતી. જેથી ઓળખાણ વિના તેની જોડે કોઈ માણસ વાત પણ કરતું નહી. ત્હેની પડોશમાં **સોભાગ્યશીળા** નામની એક વિધવા સ્ત્રી રહેતી હતી. જો કે તેણીની વય ચાળીસ વર્ષની હતી, તથાપિ વ્યભિ-ચાર કરવામાં, પૈસા લુંટવામાં અને લાગ ફાવેથી સ્ત્રી પુ-રૂષોનું ઓળખાણ કરાવી આપવામાં એવી કુશળ હતી કે તેણીના નામથી ફરતાં પચ્ચાસ ગાઉ સુધીનાં ગામડાંઓના લોકો તેને ઓળખતા હતા. દિવસના દસ વાગેથી ત્હેને ઘેર લોકો આવજાવ કરતા, અને રાતના આઠ વાગે તો કેટલાક સરકારી કામદારો પણ ઘોડે બેશી છાની રીતે આવતા, અને વાહનો વેગળાં ઉભાં રાખી ઘરમાં પેસતા હતા, આ-વનારા વ્યભિચારીયોમાંથી કેટલાક ઉંચ વર્ણના બ્રાહ્મણો હતા, પરન્તુ વ્યભિચાર જેવા ભરપુર અનીતિ અને અવિ-ચારી કૃત્યમાં તત્પર થએલા પોતાની જાતિનો વિચાર નહીં કરતાં મદ્યાદિ વર્જ્ય વસ્તુઓ **સોભાગ્યશીળાના** ઘરમાં લાવતા હતા.

**સોભાગ્યશીળા** મુસલમાન કે ક્ષુદ્ર વર્ણની ન્હોતી. પણ એક ખાનદાન શેઠની સ્ત્રી હતી. તેણીનો પતિ બાળક અવસ્થામાંથી વિધવા બનાવી સ્વર્ગમાં ગએલો હોવાથી તે પણ કેટલીક પાપીણીયોની સંગતથી આ ધંધો શીખેલી હતી. અભક્ષ વસ્તુઓ લાવનારા પ્રથમતઃ લજ્જાના માર્યા જો કે ત્હેને દેખાડતા નહીં, તોપણ પોતેજ તેમની સાથે બેશીને ખાવાની ઈચ્છા રાખીને કહેતી એટલે જાતિનો ભિન્નભાવ ગણ્યા વિના સઘળાઓ સાથેજ ઉપયોગ કરતાં.

**સરસ્વતિ** ને **સોભાગ્યશીળા**ની રીતભાત ખબર હતી. અને તે ત્હેની પડોશમાં રહેતી, પરન્તુ તેનીસાથે તેને કોઈ દહાડો બોલવાનોજ પ્રસંગ ન્હોતો. **સોભાગ્યશીળા** ને ઘેર આવનારા પુરૂષો **સરસ્વતિ**નાં બારણાં હમેશાં બંધ દેખતા તેથી તેણીને વિષે કદાપી પુછતા, પણ તે ના કહેતી હતી. **સોભાગ્યશીળા**ની વય વૃદ્ધ થવા આવેલી, અને તેની આકૃતિ જોતાં કેવળ તે ડાકણ જેવી હતી, તથાપિ ત્હેનો બાળપણનો સ્નેહી એક રજપુત સિપાઈ દરરોજ આવતો હતો. અને પેલી **સરસ્વતિ** માટે કરેલો વિચાર **સોભાગ્યશીળા**ને કહેતો, પણ તે કબુલ કરતીજ નહીઃ

એક દહાડો તેણીએ આનાકાની કર્યા છતાં પણ તે પુરૂષ એવી હઠ લઇને બેઠો કે **સરસ્વતિ**નું ઓળખાણુ નહી થાય તો **સોભાગ્યશીળા**નેજ છોડી દેવી આવી વાત તેણે કહી **સરસ્વતિ** જોડે મુદ્દલ બોલવાનો સંગ નહી હોવાથી તે બીચારી ભારે વિચારમાં પડી. પરન્તુ ત્હેનું મન દુભવાય એવું ન્હોતું જેથી એક મહીનામાં બનતી મેહેનત લેવાનું કબુલ કરી પેલાના મનને આનંદ પમાડયો. અને તે દિવસથી પોતે પણ **સરસ્વતિ**નીજ ઝંખના કરવા લાગી.

એક દહાડો સવારમાં નહાઈને પોતાના ઘરમાં રસોઈ કરવા માટે **સરસ્વતિ** એકલી બેશી કાંઈ સામાન મંગાવવાનો વિચાર કરતી હતી. તે વેળાએ કાંઈ માગવાના મિષથી **સોભાગ્યશીળા** તેણીના ઘરમાં ગઈ અને પોતાના કુટણપણાના પ્રપંચથી વાતચીત કરવામાં ત્હેને એવી મેળાવી લીધી કે, કોઇ દહાડાનું ઓળખાણ ન્હોતું તે છતાં પણ **સરસ્વતિ**એ ઘણા પ્રેમથી ત્હેને માગેલી વસ્તુ આપી. એટલુંજ નહીં, પણ જોયતું કરતું લઈ જજો આવજો" એવા પ્રેમળ શબ્દથી બોલીને **સોભાગ્યશીળા**ને પણ એક ખરી સહીયર જેવી માની જેથી તે પણ તેણીના સારા સ્વભાવથી માહીત થઈ તૂર્ત વેળા ઘેર ચાલી ગઈ.

પોતાની આશા પાર પાડવાના હર્ષમાં મગ્ન રહેનારી **સોભાગ્યશીળા** પણ દીવસમાં બે વખત **સરસ્વતી**ના ઘરમાં જતી. પડેલું કામકાજ કરતી, અને એટલી બધી પ્રીતિ દેખાડતી, કે જેથી કોઈ કોઈ વાર તો પોતે પણ **સરસ્વતિ**ને ઘેર જમતી હતી.

સ્વતંત્ર રહી કુટણપણાનો પાપિષ્ટ ઉદ્યમ ચલાવનારી **સોભાગ્યશીળા**નાં ચરિત્રોનું પણ શું વર્ણન કરવું?! જે **સરસ્વતિ** તેણીને ઓળખતી પણ બોલતી નહી. જેના ઘરમાં જવા માટે પોતે પ્રથમ ભય પામતી અને જેની પાસેથી ચપટી મીઠું પણ માગ્યું મળી શકે નહીં તેણે તરૂણ **સરસ્વતિ**ની જોડે એવી પ્રીતિ કરી કે પછીથી તો તેણીને **સોભાગ્યશીળા** વિના એક ઘડી પણ ગમતું નહી. દેવ દર્શને અથવા કાંઈ સહેજ બહાર જવું હોય, તોપણ બન્ને જોડે જતાં જેથી **સોભાગ્યશીળા**ની પ્રખ્યાતીને લીધે તેણીની જોડે ફરનારી નવી વિધવા વિષે કેટ-

લાક વ્યભિચારીઓ પણ આશામાં પડી પરસ્પર વાતો કરી ઇચ્છા રાખી પાછળ પાછળ ભમતા હતા.

સંગતિના દોષથી સુજ્ઞ મનુષ્યો પણ વ્યભિચારી વ્યસનની અને ચોરી યાદિનાં દૂષણ યુક્ત ગુણુથી ભરપુર થાય છે" એવી એવી મહાન કવિયોની પ્રસિદ્ધ થએલી અમૃત વાણીને ખોટી કેમ કહેવાય? **સરસ્વતિની** વૃત્તિ જો કે હજી લગણ ભમેલી ન્હોતી. પરંતુ **સોભાગ્યશીળાનો** પ્રસંગોપાત થતો ઉપદેશ તેણીના મનમાં ઉતરવા લાગ્યો. અને પોતાની બાલ્યાવસ્થામાં વૈધવ્ય પ્રાપ્ત થયાથી સંસારના વૈભવોનું અધુરૂ રહેલુ સુખ પુરૂં કરવા માટે તેણીના મનમાં આતુરતા થવા લાગી.

સારો કે નઠારો પણ મનુષ્ય માત્રને લાગેલો નાદ તેમાં યશ અથવા અપયશ પામતા લગી કદીજ છુટતો નથી. અને પાંચથી તે વીસ વર્ષ લગી સર્વના સ્વાધિનમાં રહી ઘરકામ કરી ચિંતાથી ગળી ગએલી **સરસ્વતિનો** નાશ પામેલો કામવ્યાધિ તથા જીભનો સ્વાદ ભરજુવાનીમાં આવ્યો. જેથી **સોભાગ્યશીળાની** સંગતમાં રહી દરરોજ નવું નવું મિષ્ટાન કરી ખાતી. અને કોઈ વાર તે ના કહેતી તોપણ **સરસ્વતિ** પોતાના ઘરમાંથી ખર્ચ કરીને પણ ખવરાવીને ખુશીમાં રાખતી.

**સરસ્વતિનો** ધણી મરતી વખતે જે દ્રવ્ય મુકી ગએલો ત્હેને વાપરવા માટે પરમાત્માએ પણ **સોભાગ્યશીળાને** નિમિત્તની ભુકતા કરી હતી. તેણીને ઘેર આવનારા લોકોને કદાપિ કોઈ વસ્તુ જરૂર પડતી, તો **સરસ્વતી** તુર્ત દોડીને પોતાના ઘરમાંથી લાવી આપતી. અને ઘરમાં ન હોય, તો, મ્હો માગ્યા પૈશા આપીને મંગાવતી હતી.

અંકુશ રહીત રહેલી **સરસ્વતિએ** પતિના મરણુની વાત તો જાણે સ્વપના જેવીજ ગણી. બ્રાહ્મણોની રીત પ્રમાણે તેણીની વિધવા અવસ્થા થતી વખતે માથાના વાળ મુડાવી સઘળો સોભાગ્યવતીનો વેશ ઉતારી નં· ખાવેલો, હતો, તોપણુ **સોભાગ્યશીળા** જેવી દુષ્ટ સ્ત્રીની સંગતિ થયાથી તેણીએ માથાના વાળ વધાર્યા. એટલુંજ નહીં, પણુ રાતની વખતે સોભાગ્યવતી સ્ત્રીના જેવો પહેરવેશ કરીને **સોભાગ્યશીળા**ની જોડે બાગ બગીચામાં ચદની રાતની હવા લેવા માટે પણુ તે જતી હતી.

**સોભાગ્યશીળા**ના પ્રપંચની પરિસીમાજ હતી. **સરસ્વતી** પાસેથી પૈશા લુંટવામાં કે દારૂ અને બીજા અભક્ષ પદાર્થોપર પ્રીતિ લગાડી આપવામાં તે પાછી પડી ન્હોતી. કોઈ વખત **સરસ્વતિ** દારૂ મંગાવી ત્હેને આપતી, તો 'નાના' કહીને પણુ પીધા વિના રહેતી નહીં. અને તેઓ બન્નેને એટલું બધું નિશાનું વ્યસન થઈ પડયું કે બારણુાં ઉઘાડાં મુકીને બીજા દિવસ સુધી બેભાન પડી રહેતાં.

અરેરે ! આ હડ હડતા કલિયુગના મહાત્મથી ઉંચ વર્ણુના લોકોની મતિ નીચાં કામોમાં તત્પર થઈ પોતાની જાતિનું કર્તવ્ય કર્મ ભુલી જઈ માંસમદ્યાદિના સ્વાદમાં ભળે છે. અને અતિ શુદ્ર જેવા નીચા લોકો—કે જેમને નીચ કામો કરવા માટેજ પ્રભુએ નિપજાવ્યા છે. તેઓ પોતાનું કામ કરતાં પણુ ઉંચા લોકો કરતાં વધારે શુદ્ધ બુદ્ધિ અને ઈશ્વર ભકિતનો પ્રકાર દેખાડી તેમને નીચું જોવા જેવું કરે છે. એવો આ યુગનો સ્વભાવિક મહિમા છે, આ યુગનું નામ કળીયુગ નહીં

પણ કૃત યુગ–કે જેથી બીજા યુગ કરતાં સારાં અથવા નઠારાં કરેલાં કામોનો ગુપ્ત રૂપે **અહીંયાંજ બદલો આપ**-પનારો અથવા ઈશ્વરની થોડા દહાડામાં પણ કરેલી ભક્તિથી મોક્ષ પદે પોહોંચાડનારો કહ્યો છે અને તેથી આ યુગ બીજાથી શ્રેષ્ટ ગણાય છે.

**સોભાગ્યશીળા** અને **સરસ્વતિ**ની જાતિને નહી ઘટતાં એવાં ધર્મ વિરૂદ્ધ થતાં કર્મોનો દોષ દયાળુ પરમાત્માથી પણ સહન થયો નહીં તેથી તેમનો ઝટ ઉપાય કરવા માટે તે પણ તૈયાર થયો.

**સોભાગ્યશીળા**ને ઘેર આવનારો તેણીનો બાળમિત્ર રજપુત **સરસ્વતિ**નો ભોળો સ્વભાવ સમજી ગયો હતો. અને ત્હેની પાસેથી ધન મેળવવાની તે યુક્તિયો કરતો, પણ **સોભાગ્યશીળા** આગળ કાંઈ ચાલતું નહીં. તેથી તેણીને મારી નાંખી **સરસ્વતિ**ને ભોળવી બંનેના ઘરમાંથી ધન લઈ જવાની પ્રેરણા પેલા પુરૂષની મતિમાં પરમેશ્વરે કરી. તે પોતાનો દાવ શોધતો હતો, પણ બંનેની માઠી ગ્રહદશા આવ્યા વિના ઘણાક મહિના લગી કશુંજ બન્યું નહીં.

એક દહાડો **સોભાગ્યશીળા**ને પાંચ સાત રૂપૈયા આપીને તેણે મીજબાની કરાવી અને તેમાં **સરસ્વતી**ને પણ બોલાવવાનું કહ્યું. જે વાત તેણીએ કબુલ કરી **સરસ્વતિ**નાજ ઘરમાંથી સઘળો સામાન લાવી મળેલા રૂપૈયા ઉંચા મુક્યા. અને રાતની વખતે જમવાની સોઈ કરી પેલાની વાટ જોતી બેઠી. તેણીના લોભિષ્ટપણા વિષે પરમેશ્વર હસતોજ હતો. પરન્તુ શું થનાર છે તેની ખબર નહીં પડવાથી તે પણ પોતાનાજ કૃત્યમાં હર્ષ પામી જુદી જુદી યુક્તિઓ પોતાના મનમાં રચતી હતી.

રાત પડતાંજ પેલો રજપુત એક જલદદારૂની શીશી લઈ તેમાં ભેળવાનું ઝેરનું પડીકું ગજવામાં રાખી **સોભાગ્યશીળાને** ઘેર આવ્યો.

પોતાના ઘરમાંથી શીધુ સામાન આપતી વખતે દારૂ મંગાવવા માટે **સરસ્વતિએ સોભાગ્યશીળાને** કહ્યું હતું. અને તે પણ મંગાવવાના વિચારમાંજ હતી. એટલામાં પેલાને લઈને આવેલો જોતાં ભેગાં સઘળાં આનંદ પામી બેઠાં.

**સોભાગ્યશીળાનો** મિત્ર જાતનો રજપુત હતો. એટલે માણસનો જીવ લેવાની દયા તેનામાં હતીજ નહી. તેણે પ્રથમ શીશી ઉઘાડી એક ગલાસમાં થોડો દારૂ કહાડીને પોતે લીધો. અને બીજી વખતના ભરેલા ગલાસમાં ઝેરનું પડીકુ એવી હાથ ચાલાકીથી નાખ્યું કે તે વાતની ખબર કોઈને પડીજ નહી. અને તે તેણે **સોભાગ્યશીળાના** હાથમાં આપ્યો કે ઝટ લઈને તે પીઈ ગઈ. **સરસ્વતિના** છાકટાપણાએ હદ્દવાળી મુકી હતી. **સોભાગ્યશીળા** એ મંગાવવાનું કહેલું હતુ; તોપણ પોતાના ઘરમાંથી એક બે ગલાસ દારૂના પીને આવેલી, અને અહીયાં પણ કોઈને પુછયાવિના પેહેલેથીજ એક ગલાસ પીધો હતો. જેથી જમવાની થાળીઓ પીરસીને સઘળાં સાથે બેઠાં.

જમવા બેસતી વખતે કોઈને નીશા ચઢેલી નહોતી. પણ તેઓએ થોડું થોડું ખાધું કે તેટલામાંજ **સરસ્વતિને** એવી નીશા ચઢીકે તે જ્યાં બેઠી હતી ત્યાં પાટલા ઉપર લાંબી થઈને સુતી. તે ચિકિત્સા જોઈ **સોભાગ્યશીળા** હસવા લાગી. પણ તેણીને પુરૂ ભાન નહોતું.

પાંચ મિનિટ થતાંજ પેલા ઝેરી પદાર્થનો અસર **સોભાગ્યશીળા**ને થવા લાગ્યો. બોલતાં બોલતાં તેની જી ભ ટુંકી થઈ ગઈ. અને થોડીવારમાં બેશુદ્ધ બની જમીન- પર પડેલી જોઈ પેલા રજપુતે ઘરમાંથી જાણીતા માલની પેટીઓ ઉઘાડી તેમાંથી સઘળું લઈ તેટલેથીજ જંપ્યો નહીં. પણ સારા દારૂ માહથી મીજબાનીની મોજ ભોગ- વવા આવેલી **સરસ્વતિ**ના અંગપરના સઘળા દાગીના ઉ- તારી **સોભાગ્યશીળા**નું અદસસ્તું મુડદું પોટલામાં બાંધી ઓટલાપર મુકીને ચાલતો થયો.

અરે! પાપી **સોભાગ્યશીળા**ને અવસાન વખતે પડેલા દુઃખની કથા ખરેખાત આંસુ આવવા જેવી હતી. તેને ઓટલાપર નાંખી પણ કેવળ મરી ગયેલી નહોતી. પરન્તુ દારૂની નીશાનો ઉતાર થઈ ઝેરનો અમલ ચાલવા લાગ્યો હતો. તેનાથી પુરૂ બોલાતું નહી. એટલે તોતડી જીભે **સરસ્વતિ**ને બુમ પાડી પાણી માગ્યું પણ **સ- રસ્વતિ** તો પુર ઘેનમાં પડેલી તેની ખબરજ ન્હોતી. અને "પાણી પાણી" કરતાં ત્હેની વાચા સમુળગી બંધ થઈ, તોપણ પ્રાણ ગયો નહીં. તે પોતાના કર્મનો પશ્ચા- તાપ કરી ધીમે ધીમે સાદે ઈશ્વિરની વીનંતી કરવા લાગી કેઃ—

હે સર્વ સૃષ્ટિનું પાલન કરનાર જગતપિતા! ત્હારી ભક્તિને ભુલી જઈને મેં અભાગ્યણીએ જે પાતક કરેલું તે- નો યોગ્ય બદલો મ્હને આજ મળ્યો છે! અરેરે! હું કેટ- લી બધી પાપિણી! મરનાર પતિએ મહા મેહેનતે સંગ્રહ કરેલું ધન, મેં નીચ પુરૂષો જોડે સ્નેહ કરી તેમના ભર- ણુપોષણમાં ખરચ્યું. અને પાછળથી આવા કુટણપણાનો છાનો ધંધો કરવા માંડેલો તેમાં પણ મ્હારી દરીદ્ર અવ-

શ્યા રહી ? ધિઃકાર છે એ ધંધાને ! પીટચા નીચા પુરૂષો જોડે સ્નેહ કરવામાં આવું સારૂ ફળ મળ્યું ! અરે હાયહાય! જેને પીટચાને મેં આજ સુધીમાં ખવરાવ્યું, અને લાજ તજી ગમે તેમ વરતી, તે મુઓ નિર્દય થઈ આવી મરણુ ની તૈયારીમાં રઝળતી મૂકીને ચાલતો થયો ! હે પરમેશ્વર! આ યુગમાં મનૂષ્યોની બુદ્ધિ જેવી પાપિષ્ઠ થઈ તેવાજ સ્નેહી પુરૂષો પણ થવા લાગ્યા ! હવે પુરૂષોના પ્રેમનો પણ વિશ્વાસ શો ?! હે પ્રભૂ ! એમાં કોઇને દોષ દેવાનો નથી. પણ ઉંચ જાતમાં જન્મ ધર્યા છતાં અભક્ષ વસ્તુઓ ખાધેલી, સ્ત્રી પુરૂષોને વ્યભિચાર કરાવેલો, અને તેમની સાથે અનેક પ્રપંચો કરીને જે પૈસા લીધેલા તે પાપનો જવાબ હવે શી રીતે દેવાશે ?! અરે પીટચા ! ધન લેવાના લોભમાં પડીને તું ત્હારી ધાતકી જાત ઉપર ગયો ? આજ સુધીનો સ્નેહ ભુલી જઈ છેવટે એક શત્રુ જેવું કરીને પણ મને મરણ વખતે અવગતિના આસનપર મુકી ન્હાશી ગયો ? ધિઃકાર છે ત્હારા જેવાની જોડે સ્નેહ કરનાર અજ્ઞાની સ્ત્રીયોને ! હું રાંડ દુષ્ટ ! નીચ અબળાઓની સંગતથી આવા દુષણવાળા નાદમાં પડી, પણ આ વખતે પાપ, પુણ્ય અને સારી કે નઠારી કીર્તિ વિના બીજું શું સાથે આવનારૂ છે। અલી બ્હેન **સરસ્વતિ** કૃત યુગમાં કરેલા કર્મોનો બદલો મને અહીંયાંજ મળ્યો જો ? સખિ ! થોડું પાણી પાય તો તેટલાથીજ શાન્ત થઇને હું યમપુરી ભણી જાઉં ! !”

એવી રીતે તેણે ઘણો ખેદ કર્યો, પણ **સરસ્વતિને** પુષ્કળ નિશા ચઢેલી એટલે તેના રૂદનનો ઉત્તર આપે એવું કાંઇ ન્હોતું. થોડી વારમાં તેણીની આંખ્યો ફાટી ગઇ.

બોલવાનીશક્તિ નહિ રહેતાં શ્વાસ થયો. અને તે પોતાનાં કરે લાં કર્મોનો જવાબ દેવા માટે યમપુરી ભણી ચાલતી થઈ.

**સોભાગ્યશીળા**ના ઘરમાં જે કૃત્ય બનેલું તે વખતે રાતના બાર વાગ્યા હતા. એટલે પોતાના નિયમ પ્રમાણે પ્રજાનું રક્ષણ કરતા રોન ફરનારા શિપાઈઓ પણ ફરતા ફરતા **સોભાગ્યશીળા**ના ઘર ભણી થઈને જતા હતા. જો કે તેઓ તેણીની વર્તણુંકથી જાણ હતા. અને એટલી રાતે તેણીના ઘરમાં હમેશાં માણસો બોલતાં તેથી ત્યાં આગળ કાંઈ પુછવાનું કારણ પડતું નહીં. પણ આટલી રાતે **સોભાગ્યશીળા**ના ઘરમાંથી કશોજ શબ્દ નહીં સંભળાતાં ઉઘાડાં બારણાં જોઇ તેમણે બે ચાર બુમો પાડી પણ કોઈ બોલ્યું નહીં. જેથી એક શીપાઈ ઓટલાપર ચઢી ઘરના ઉમરા આગળ ઉભો રહી મ્હોટે સાદે પોકારવા લાગ્યો.

અરે! **સોભાગ્યશીળા**નાં પાપીષ્ટ કૃત્યોની શિક્ષા માત્ર મરણ આવ્યું તેટલીજ ઈશ્વરે કરી ન્હોતી. પણ ત્હેના પડેલા મુડદાને પણ કેટલોક શિક્ષાનો સંસ્કાર બાકીજ રહેલો હતો. તેણીના ઘરમાં દીવો બળતો છતાં કોઈ બોલતું નથી એવું સમજી શીપાઈએ ઘરમાં જઈને જોવા માંડયું તો ઓટલાની એક બાજુપર પડેલી ગાંસડી ત્હેના પગમાં અથડાઈ. જેથી શીપાઈના વ્હેમમાંજ વધારો થયો. તેણે પેલી ગાંસડી છોડી, ઘરમાંથી દીવો લાવીને જોતાં **સોભાયશીળા**નું મૂડદુ જણાયું. તુરતજ તેમાંનો એક શીપાઈ ઘરના સઘળા ભાગમાં ફરી ફરીને જોવા લાગ્યો. પણ **સરસ્વતિ** વિના બીજું કોઈ દેખાયું નહી. અને તે પણ ખુન કરનારની શોધમાં હતો તેથી ગુસ્સામાં આવી

સુતેલી **સરસ્વતિને** એક એવા જોરમાં લાત મારી કે તેની નીચે ઉતરી જઈ તે પણ જાગૃત થઈ.

**સરસ્વતિને** કશીજ ખબર ન્હોતી. તે બિચારી જેવી જાગૃત થઈ તેવીજ **સોભાગ્યશીળાને** બુમો પાડવા લાગી, પણ પોતાના કરેલા પાપ કર્મોનો જવાબ દેવા માટે તે યમપુરીમાં ગએલી ત્હેની **સરસ્વતીને** મુદ્દલ ખબરજ ન્હોતી. એટલે બ્હાવરી બની શીપાઈયોને અંદર આવવાનું કારણ પુછવા લાગી.

પેલા શિપાઈયો જો કે સરકારી પગાર ખાઈ પ્રજાના રક્ષણાર્થે નોકરી કરતા, અને પોલિસનો ભપકો દેખાડી લોકોને ડરાવતા પણ અંદરખાને એવા ચોર અને લાંચીયા હતા કે, ચોરી કરનાર પાસેથી અડધો માલ મળતો કે તેમને છોડી દઈ સઘળો મુદ્દો ઉડાવી દેતા **સરસ્વતિની** વિશેષ આજીજીથી તેમને એમ લાગ્યું કે **સોભાગ્યશીળાનું** ખુન ત્હેની ઈચ્છાથીજ થયું છે. માટે એને પકડયાથી કાંઈ લાભ મળશે." એવું ધારી તેમણે તે બિચારીને પોલીસની ખરી સત્તા દેખાડી, ત્યાં આગળજ માર મારવા માંડયો અને પોલીસ ગેટપર ઈન્સપેકટર પાસે લઈ જવાની તેણીને એવી ધાસ્તિ દેખાડી કે જેથી તે પોતાના વ્યભિચારી કૃત્યમાં પ્રવીણ થવાનું શીખેલી તથાપિ "સરકારમાં ગયાથી ફજેતી થશે"એવા ભયથી તે રડવા લાગી.

**સરસ્વતિના** રડવા અને ભય ભરેલાં થતાં ભાષણોથી શીપાઈયોને વધારે હીંમત આવી, અને તેનું કહ્યું નહીં સાંભળતા ગેટપર લેઇ જવા માટે **સોભાગ્યશીળાના** ઘરમાંથી તેને બ્હાર કહાડી તાળુ દઈ કુંચીઓ પણ પોતાની સાથે લીધી.

જ્યારે શીપાઈની જોડે ગેટપર જવાનો પ્રસંગ આવ્યો ત્યારે સરસ્વતિના ભયમાં વધારોજ થયો. અને ઈન્સપેક્ટર આગળ મને ગુન્હેગાર ન ઠરાવશો એવું તેમને કહી પોતાની સાથે ઘેર લઈ જઈ બસેં રૂપઈયાનું એક સોનાનું કડું તેમના હાથમાં મુક્યું. એટલુંજ નહીં, પણ તેવા હલકી જાતના મનુષ્યો જોડે એક સ્વાર્થની ખાતર પાપ કર્મની આશા પુરી પાડી.

કુતરા જેવા સ્વભાવના પેલા પોલીસ શીપાઈયોને સરસ્વતિએ લાંચ આંપીને ખુશી કરેલા, તે કારણથી તેમનો ગુસ્સો ઉતરી ગયો. અને પોતાની ફરજ પ્રમાણે ગુન્હેગારોને પકડી શિક્ષા કરાવવા માટે તેમનો જે વિચાર થએલો તે કેવળ ઉડી જઈ ઉલટા તેણીનાજ ઓશીયાળા થઈ બોલવા લાગ્યા કે—

દેખ, બાઇ સરસ્વતિ હમેરે પર તુને બ્હોત મેહેરબાની કીહે. ઓર તેરા એસાન હમસે ફીટનેકા નહી. લેકીન હમ તેરેકું હાથ જોકે કહેતેહે કે યે સબ બાત ફોજદાર સાબકે આગુ મત કહીયો. ક્યું કે ઈસ બાતસેં તેરેકું ઓર હમેરેકુંભી મુશ્કીલહે. હમસે કુચ તેરેકુ છોડી તો નહીં જાયગી. લેકીન સાબકે પાસ હમ ઈતના પુરાવા દેવેગે કે ઇસિ ઓરતકું કુચ્છ માલુમ નહી. મગર એક સાક્ષી કે જેસી ઇનકું ઈહાં લાકે આપકે હજુરમેં ખડી રખી હેં. ઓર હમેરે કહેનેસેં તેરેકું બ્હોત કરકે છોડ દેઈંગે ફીર ઉનોકે મનમે કુચ્છ ઓર ઈરાદા હોગા તો વો બાત ખુદાકું માલુમ.”

શીપાઈયોની વાત સાંભળી સરસ્વતિને થોડી હીંમત આવી પણ પાછું ફોજદાર પાસે જવાથી આ કામ-

નો શો નીકાળ આવશે તે વિશે તેણીના મનમાં ચિંતા પેઠી. તેણીને આ વખતે પોતાનાં કર્મનો ઘણોજ પસ્તાવો થવા લાગ્યો. અને **સોભાગ્યશીળા**ને મારી નાખનારા રજપૂતને પણ પોતાના મનમાંથી હજારો ગાળો દેવા લાગી.

રાતના ત્રણ વાગ્યાને શુમારે **સરસ્વતિ**ને સાથે તેડીને પેલા શીપાઈયો ગેટ ઉપર ફોજદાર પાસે ગયા. અને **સોભાગ્યશીળા**નું મુડદું કેવી રીતે હાથ લાગ્યું તે હકીકત ફોજદારને કહી. જેથી તે પણ ચોરીના તપાસ માટે ઘટતા ઉપાગો લેવાના વિચારો કરવા લાગ્યો.

આ ફોજદાર જાતે પરદેશી હતો. અને તેના પ્રમાણીકપણાથી તેમજ ગુન્હાઓ પકડવાની કુસળતાથીજ તેને બ્હાર ગામથી બોલાવેલો એટલે તે પણ પોતાની ચાલાકી દેખાડવા માટે ઘણા ગુન્હા તે પકડતો એટલુંજ નહી પણ કોઈની એક પઇ સરખી પણ લાંચ લેતો નહીં.

અકાળ મૃત્યુથી મરનારી **સોભાગ્યશીળા**ની પ્રખ્યાતી ત્હેના જાણ્યામાં હતી તેથી **સરસ્વતિ**ની દીન વણીપર ત્હેનું કશુંજ લક્ષ ગયું નહીં અને તેણીને આખી રાત એક કોટડીમાં પુરી રાખવાનું કહ્યું.

અહો! દેવ અને મનુષ્યોની સાત્વિક વૃત્તિનો ભંગ કરી ભ્રમણતામાં નાંખી સત્વ હરણ કરનારૂં ખરૂં સાધન પરમેશ્વરે નિપજાવેલું ગણીએ તો કેવળ મોહ માયા તે સ્ત્રી જાતિજછે. અને ત્હેની જાળમાંથી નીકળી પ્રમાણિકપણું જાળવવાનું કામ કોઈકજ વીર પુરૂષ કરી શકે છે! **સરસ્વતિ**ને જાળીમાં પુરી સીપાઈયો બ્હાર પેહેરા ઉપર બેઠા. અને ફોજદાર પણ રાતે રોન ફરી આવેલો હોવાથી ઉપલા મજલે જઈને સુતો.

**સોભાગ્યશીળા**ની સંગતિથી સુખ લેવાની આશાએ આનંદ માની પાપ કર્મ કરનારી **સરસ્વતિ**ને પણ ખરૂંજ સુખ મળ્યું હતું. હજારો કેદીયોને સંગ્રહ કરી શીક્ષાએ મોકલનારી કેદખાનાની ઓરડીમાનું દુઃખ પ્રત્યક્ષ યમયાતના જેવુંજ **સરસ્વતિ**ને લાગ્યું. તેની માંહે જો કે બીજો કોઈ માણુસ ન્હોતો પરન્તુ ઘણા દીવસોથી હવડ પડેલી ઓરડીમાં હજારો માંકણુ અને જુવા થએલા તે **સરસ્વતિ**ની જીવતી કાયાપર ડંશ કરી પુષ્કળ દુઃખ દેવા લાગ્યા. જેથી તે બિચારી પોક મુકીને રડતી, પણ કોઈ સાંભળે એવું ન્હોતું. અને આ મૃત્યુ લોકની યમ પુરીમાં આવ્યાથી તેણીને પોતાના કૃત્યનો પુષ્કળ પસ્તાવો થવા લાગ્યો.

પાંચ વાગ્યાને શુમારે પેલો ફોજદાર ઉંઘમાંથી જાગીને તાબાના શીપાઈયોની હાજરી લેવા માટે નીચે આવ્યો તે વખતે **સરસ્તિ**વાળી ઓરડી આગળ જઈ ઘણાજ ગુસ્સાથી તેણીને કહ્યુ કે—અરે રાંડ ખુની ! **સોભાગ્યશીળા**નો ધંધો જગત પ્રસિદ્ધ હતો. અને એવી ચંડાળ સ્રીને ઘેર જનારી તું પણ તેવીજ છે એમાં શક નથી. ખુન કરનાર માણુસ કોણ છે તે વાત જ્યાં સુધી તું કહે નહીં ત્યાં સુધી ત્હારે આ ઓરડીમાંજ દુખ પામીને મરવાનું છે ! જો સાચી હકીકત કહીશ, તો તને છોડી મુકીશ."

ફોજદારનું ગુસ્સા ભરેલું બોલવું સાંભળી **સરસ્વતિ**ના શરીરપરનાં રૂવાં પણ ભય પામી થરથર ધ્રુજવા લાગ્યાં. અને તે પોતાના નમ્ર શબ્દે રડતી રડતી બોલી કે--

મહારાજ ! મારવી કે જીવાડવી એ સઘળું તમારા હાથમાં છે **સોભાગ્યશીળા**ને ઘેર હું જતી હતી, પણ તેને કાંઈ મેં મારી નાંખી નથી. કેમકે મારી નાંખીને મ્હારે

શું લેવું છે? અને કોણ મારી ગયું તે પણ મ્હારા જાણવા માં નથી. આજ પેહેલી રાતે હું એના ઘરમાં જમવા ગઈ હતી. ત્યાં તેનો એક બાળસ્નેહી રજપુત પણ આવેલો અને તેણે જબ્બર દારૂ પાયા પછી શું થયું તે પ્રભુ જાણે! તુમારો ઉપકાર મ્હારાથી શો વળશે!!

**સરસ્વતિનું** બોલવું રૂદન સાથે કેવળ સામા માણસનું મન ભમાવે એવાં શૃંગારિક ચિન્હોમાં થતું હતું. અને ફોજદાર જો કે નવો આવેલો તેથી કોઈની લાંચ લે એવો પ્રસિદ્ધિમાં આવ્યો ન્હોતો, પરંતુ વ્યભિચારી એવો હતો કે એવા ગુન્હામાં આવનારી સ્ત્રીઓને પ્રથમ પુષ્કળ ભય દેખાડી પોતાનો સ્વાર્થ સાધીને ગમે તેવા પ્રકારે છોડી મુકતો. તેને **સરસ્વતિની** ઉપર બહુ દયા આવી. અને તુરંખાનાની ઓરડીમાંથી બ્હાર બોલાવી ઉપર આવવાનું કહ્યું.

**સરસ્વતી** જો કે વિધવા હતી. અને આ વખતે સુંદરતા દેખાડનારૂં ત્હેની પાસે આભુષણોનું સાધન ન્હોતું. તથાપિ તેણીના શરીરની કુદરતી સુંદરતા અને બોલવાની નમ્રતા એવી હતી કે ફોજદાર જેવા ક્રુર માણસને પણ પોતાના ચરિત્રોથી ઓશીયાળો બનાવી દીધો.

અલ્પ સુખમાં આનંદ પામનારા ફોજદારનો સઘળો ગુસ્સો નરમ પડી ગયો. અને જે **સરસ્વતિને** ગુન્હેગાર જેવી ગણીને શિક્ષા કરવા માટે આણેલી તેના આગળ પોતેજ તેવો બની ગયો. જેથી તેણીને છોડી મુકવી એમ મનમાં વિચાર કરીને બોલ્યો કે—

**સરસ્વતિ!** હું મ્હારા હુદ્દા ઉપર દાખલ થયા પછી આવાં કામોના ગુન્હેગારોને કદી છોડતો નથી. પણ તું સ્વભાવે ગરીબ અને લાયક છે. માટે ગમે તેમ કરીને પણ

તને છોડી મુકીશ. તોપણ તને એટલી ખબર આપું છું કે—ત્હારા ઘરમાંથી ત્હારે જે કાંઈ લેવું હોય, તે લઈને સવાર થતા પેહેલાંજ અહીયાંથી ન્હાશીને કોઈ બીજા ગામ ભણી જવું જોઈએ. કેમકે ત્હારૂં નામ ગુન્હા પત્રકમાં દાખલ થયા પછી તો અમારાથી પણ છોડી શકાય નહીં; "ફોજદાર છોડી મુકશે" એવું બોલવું સાંભળી ઘણી ખુશી થઈ ત્હેનો ઉપકાર માનવા લાગી. અને ત્હેને પગે લાગી પાછલે બારણેથી પોતાને ઘેર જઈ સઘળો રોકડ માલ લઈ ચાલતી થઈ.

પેલા ફોજદારે ગુન્હા પત્રક ભરેલું ન્હોતું અને તે ગેટપર ત્હેનો કોઈ ઉપરી પણ ન્હોતો. એટલે **સરસ્વતી**ને સાક્ષીદાર પ્રમાણે ગણી પોતાની કામની ડાયરીમાં સઘળું લખ્યું. અને **સૌભાગ્યશીળા**નું કોઈ ખુન કરી ગયું એવો જ્યુરીનો અભિપ્રાય લઈ તેણીના મુડદાને પણ નીચ લોકો પાસે ઉચકાવીને દટાવી દીધું.

જુઓ! આ સ્ત્રીમાં બીન કેળવણીનું પરિણામ!! મિથ્યા કેળવણી જેવી માઠાં પરિણામવાળી છે તેથી કંઈ બિન કેળવણી કમી નથી. ગમે તો સંસાર સાગરમાંના નાવિકને ખોટું સુકાન અગર હોકાયંત્ર આપો અગર બિલકુલ આપો નહીં. પણ બંને પ્રસંગોમાં દુનિયાના વાવંટોળમાં તે વ્હાણ નિરાધાર ઝોલા ખાવાનુંજ અને અંતે ખરાબીના ખડક ઉપર અથડાઈ ઉભયલોક ભ્રષ્ટ થઈ નાશ પામવાનું! પછી તે નાવિક કાળો હોય કે ગોરો હોય, ઘરડો હોય કે જુવાન હોય, સ્ત્રી હોય કે પુરૂષ હોય. મનુષ્ય આત્મશુદ્ધિનાં વિરૂપ સાધનોને ખરેખરાં ઘડી ઘાડી ઓપ દેઈ કેળવે, તેનું નામ કેળવણી. બાકીતો બધાં ફાં-

ક્યાં!!! ક્યારે આપણી કેળવણી ખરેખરાં આર્યસ્ત્રી પુરૂષો—રામ, હરિશ્ચંદ્ર, સીતા અને તારા જેવાં રત્નો ઓપાવી આપશે? તે જોવાનું છે.

---

# खंड ४ थो.

## "કરણી તેવી પાર ઉતરણી"

**આણંદલાલ** જેવા પુરૂષના ઘરનું સુખ તજી સ્વચ્છંદ રીતે વર્તવાની ઈચ્છાથી નીકળેલી **ચંદ્રભાગા** રાતોરાત દ્રવ્ય લઇને ન્હાશી ગયેલી પણ રસ્તાની તેણીને ખબર નહીં હોવાથી એક આડે માર્ગે ભુલી પડીને બહુ દુઃખ પામી.

તે જ્યારથી નીકળી ત્યારથી જાણે પરમેશ્વરને ઘેરથીજ તેણીને અવરોધ કરી 'ના' કહેતું હોય એવું થયું. પણ અજ્ઞાનતાના પૂર્ણ અંધકારમાં ઘેરાયલીએ કશુંજ ગણ્યું નહી. તે દિવસો ભર શીયાળાના હતા. અને શુદ પક્ષ હોવાથી ચંદ્રમા પણ થોડીજ રાતે અસ્ત પામેલો જેથી તેણીને માર્ગમાં અજવાળું દેખાય તેમ ન્હોતું પાછલી રાતે શીતળ હવા એવી આવતી હતી કે મેદાનમાંનાં ઝાડોનાં પાંદડાં પણ જાણે ઠરીજ ગયા હોય એવાં દેખાતાં હતાં તેવું દુઃખ સહન કરીને **ચંદ્રભાગા** માત્ર એક બે ગાઉ ગઈ નહી. એટલામાં વાદળ ઘમઘોર થઈ ગયું. ચારે પાસ વીજળીના કડકડાટ થઈ ચોમાસા જેવો વરસાદ આવવા લાગો. અને જોતાં જોતામાં એટલું પાણી થયું કે રસ્તામાં ચાલવાની જગાએ મ્હોટાં ખાબડાં ભરાયાં. પરસાદનો સપાટો પુષ્કળ ચાલવાથી અને અંધારી રાતે કશુંજ દે-

ખાતું નહીં તેથી **ચંદ્રભાગા** પણ થાકીને એક ઝાડને ઓથે ઉભી રહી અને સવાર થતા સુધી ત્યાંજ રહેવાનો નિશ્ચય કીધો. આ રસ્તો અરણ્યમાં હતો. આસપાસ એક ગાઉ સુધીમાં ગામ કે માણસ જણાતું નહોતું અને આવી વિકટ જગાએ પૈસાનું જોખમ પાસે હોવાથી તે ઘણી ગભરાતી હતી, પણ હવે તેમ કર્યાથી કાંઈ લાભ નહોતો. જેથી હીંમત રાખીને બાકી રહેલી બેઘડી રાત ગુજારી.

સવારનો પોહોર થતાંજ ઈશ્વર કૃપાથી વરસાદ રહી ગયો. પડેલું પાણી રસ્તામાંથી ખળખળાટ કરી નદી સમાન વહેવા લાગ્યું. અને દેડકાંઓપણ ચોમાસાની મોસમ સમજી તળાવથી બહાર આવી હર્ષ પામી ડરાં ડરાં બોલતાં હતાં. એટલે **ચંદ્રભાગા** પણ ધીમે ધીમે આગળ ચાલવા લાગી. તે એક ગાઉ ગઈ નહીં એટલામાં જગત ચક્ષુ સૂર્ય નારાયણનાં કિરણો પણ વાદળાં ફાડી બ્હાર નીકળ્યાં અને ત્હેના પ્રકાશથી કેટલેક દૂર એક ગામડું તેણીની નજરે પડયું. તેથી ત્યાં જવા માટે જરા ઉતાવળથી ચાલી. જેમ જેમ ગામ પાસે આવતું ગયું. તમે તમે મ્હોટાં મ્હોટાં વાવેતરના ખેતરમાં કામ કરનારા મનુષ્યોના શબ્દો સંભળાવા લાગ્યા જેથી **ચંદ્રભાગા** પણ તે તરફ જવાની આતુરતાથી ચાલી.

ગામડાના મજુરીયા ગરીબ લોકોનું ડોળ, દેખીતું દ્રવ્ય અને સ્વભાવથી ગરીબ જેવું હોય, પણ તેમનામાં નિર્દયતા એવી હોય છે કે એક પૈસા માટે પણ માણસનો જીવ લેતા લગી ચુકતા નથી.

**ચંદ્રભાગા** ચાલતી હતી તેવામાં ખેતરમાં કામ કરનારા બે મજુરોની નજરે આવી એકાંત જગાએ કોઈ

સ્ત્રી આવે છે અને તેની પાસે કાંઇ માલ હશે એવું ધા-
રી તેઓ લુટવા માટે તેણીની પાસે હથીયારબંધ આવી-
ને ઉભા! અને તરવાર ઉઘાડી કરીને કહેવા લાગ્યા કે.

અલીરાંડ આવા હવારના પોહોરમેં લોકોને બીવડાવવા
માટે તું કંઇથી આઈસે? જા, નેંકળ નેંકર શીકોતરૂ મે-
લીને તને બાળી ભશમ કરેશ. ડાકેણ? શેઠ શાવકારોને ઘે-
ર જાશતો કાંય હારૂ હારૂ ખાવાનું એ પામેશ અમારી ગ-
રીબની પેહે હું સેજે"

પેલા ગામડીયાનું બોલવું "**ચંદ્રભાગા** ભૂત હશે"
એવું થયેલું. પણ તે એક લુંટવાનો સબબજ હતો. તે કો-
ણ છે અને ક્યાંથી આવી છે તેહેનો ખુલાસો સમજાયા પ-
છી લુટી લેવી એવો તેમનો વિચાર હતો. પોતાની પાસે
ઉભેલા કેવળ જંગલી સ્થિતિના બે પુરૂષો હથીયાર બંધ
ઉભેલા જોઈ **ચંદ્રભાગા**ના પગ ભાગી ગયા. અને માલ
જતાં પણ જીવવાની આશા તેણીને ન્હોતી. તો પણ હી-
મત રાખી કરગરી પડી. અને આંખમાં આંસુ લાવી બો-
લી કે અરે ભાઈયો! હું કાંઈ ભૂત પ્રેત નથી, પણ પરગા
મ જનારી મુસાફર છું. ભારે વરસાદ થયો અને રસ્તો
ખબર નથી તેથી લગાર અહીંયાં ઉભી રહી કોઈને પુછ-
વાનો વિચાર કરૂ છું"

**ચંદ્રભાગા**નું બોલવું કેવળ દયા ઉપજે એવું હતું
પણ પેલા લુટારાઓએ તેની પાસે ગાંસડી જોઈ તેથી ફુ-
ગલો કરવા માંડયો જેથી **ચંદ્રભાગા**એ પણ મરવાના ભ-
યથી સઘળું આપી દીધું.

તેણીએ તકરાર કર્યા વિના માલ આપ્યો તેથી કાંઈ
તે ગામડીયાઓના મનમાં આનંદ થયો નહીં. પણ તેણી-

ને એક અવળો માર્ગ દેખાડયો. અને તે પણ તેમના બો-લ્યા ઉપર વિશ્વાસ રાખી પશ્ચાતાપ કરતી ચાલી ગઈ.

**આણંદલાલ** જેવા પ્રીતિપાત્ર પતિને તજી ઘરમાં-થી ધન લઇ નાશી જનારી **ચંદ્રભાગાને** પણ "કુંટીમાં-ના ડામ" જેવું થયું. અને હેના હીણા કર્મના પાપથી દુઃખનું મૂળ રોપાયું. પણ હવે પાછાં ફરવામાં લાભ ન-થી એમ સમજી રડતી કળકળતી હતી. પૈસા વિના અ-જાણ્યાં ગામડાંઓમાં ખાવાની અડચણ પડવા લાગી. તરૂ-ણવયની સ્વરૂપવાન, અજાણી અને એકલી સ્ત્રી જોઈ કેટલાક ગામડીયા જંગલી લોકો પણ **ચંદ્રભાગા** સામું જોઈ ગમે તેવું ખરાબ ભાષણ કરતા, પણ તે સઘળું સહન કરી જ્યાં ત્યાં આજીજી કરી પેટ ભરીને આગળ જવા વધતી હતી.

તે જાતની બ્રાહ્મણ હતી, પણ હેનો ઉંચ અવતાર હવે કયાં રહ્યો? રસ્તાનાં વિકટ દુઃખો અને ભુખના ત્રાસ-થી તે કેવળ કંટાળી ગઈ હતી. એટલે જે જે ગામમાં જતી અને ત્યાં કોઈ માણસ તેણીનું પોષણ કરવાનું કહે, તો તુર્તે હેની જાત ભાત જોયા વિના હેની સ્ત્રી રૂપે થઈને રહેતી. એટલુંજ નહીં. પણ તેમની સાથે ગમે તેવા પદાર્થો એક પોતાનું પાપી પેટ ભરવા માટે તે ખાતી હતી.

અરે અવિચારી સ્વચ્છંદતા? તને પણ ધિઃકાર આ-પ્યા વિના ચાલતુંજ નથી. **આણંદલાલને** ઘેરથી નીકળ્યા પછી વાણીયા, પાટીદાર, કોળી, અને છેવટે મુસલમાન સુધી પુરૂષોના ઘરમાં રહી તેમની આશા પુરી પાડવા માટે દેહ વટાળ્યો, પણ યુગ મહાત્મ્યના યોગે તેઓ સઘળા એવા ઠગ મળ્યા કે **ચંદ્રભાગા** પાસે કેટલીક મજુરી કરાવીને તેમાંથી આવેલા પૈશા પોતે લેઈ લેતા. અને તે કરવાગાં

લગાર વાર લાગતી તો મારઝુડ કરતા. એટલુંજ નહીં પણ પેટ ભર ખાવાનુંએ આપતા નહીં. જેથી તે બીચારી કાયર થઈને બીજાના ઘરમાં રહેતી.

આ સંસારમાં સારો કે નઠારો પણ વખત વારંવાર મળતો નથી. સારા અવસરમાં કરેલાં સુકૃત્યોનું મૂળ જીંદગીના અંત લગી પોહોચે છે. અને ભાગ્યના નિર્માણ પ્રમાણે પરમાત્માની કૃપાથી એકવાર મળેલી વસ્તુ કે સુખમાં સંતોષ નહીં માનતાં વધારે આશાથી લોભમાં પડનારાં મનુષ્યોને દુઃખ વિના બીજું કશુંજ મળતું નથી ! અને તેવા સમયમાં પશ્ચાતાપ કરી પ્રથમની સ્થિતિ સંભારે છે. પણ ગઈ વેળા વારંવાર મળતીજ નથી એવું આ જગતનું બંધારણ છે.

પતિનું ઘર તજી અધિક સુખ લેવાની આશાથી નિકળેલી **ચંદ્રભાગા**ના દુઃખનો પાર રહ્યો નહીં. સ્ત્રી મોહિનીમાં મોહ પામનારા કામી પુરૂષો પ્રથમથી સારી અને મ્હોટી આશા આપી પોતાના ઘરમાં રાખતા. પણ પાછળથી તેણીને એવો ત્રાસ થતો કે પોતાની મંદ બુદ્ધિથી કરેલા અવિચારી કામ માટે તે પુષ્કળ ખેદ કરતી એક મુસલમાનોના શેહેરમાં તે આવી પોહોચી. અને ત્યાની બાંધણી તથા લોકોનો ભપકો જોઈ અહીંયાંજ રહેવું તેણીને ઠીક લાગ્યાથી એક ઓરડી ભાડે લઈને તે ત્યાં રહી.

લોક લાજ અને ચિંતાને વેગળી મુકી અલ્પ દ્રવ્યમાં મસ્ત રહેનારા મુસલમાનોના ગામમાં ગએલી **ચંદ્રભાગા**ને શું સુખ મળનાર હતું ? ત્હેને જોતાંજ અદક પાંસળી જાતના તરકડાઓ બિભત્સ શબ્દો બોલતા. અને કેટલાક તો અંગસ્પર્શ કરી નિર્લજ વર્તણુક ચલાવવામાં પોતાની

સ્વભાવિક ચેષ્ટામાં પણ પાછા પડતા નહીં; આ શેહેરનું નામ ફૈજાબાદ હતું. અને તેમાં વસનારા મુસલમાનો જો કે નિર્ધન હતા, તોપણ ઉપરનો ભપકો એવો રાખતા હતા કે કોઈ દસ પંદર હજારની પુંજીવાળો હીંદુ શેઠીયો તો તેમના આગળ કાંઈ હીસાબમાં પણ ન ગણાય.

પુરૂષોની કે દુઃખની નાસ્તિને વેગળી મુકનારી **ચંદ્રભાગા**એ પોતાનો નિર્વાહ ચલાવવા માટે ફૈજાબાદમાં મુકામ કર્યો. અને ત્યાં તેણીના ઘર આગળ પણ એક જોવા લાયક તમાસો થતો. એકલા મુસલમાનોની વસ્તીવાળા શેહેરમાં નવી હીંદવાણી આવેલી તે ખબર થતાંજ પુરૂષોનાં ટોળે ટોળાં ત્હેના ઘર આગળ ઉભાં રહેતાં અને કેટલાક તો ઘરમાં જઈ પોતાની હરામ ઇચ્છા પુરી પાડતા હતા.

દિવસે દિવસે **ચંદ્રભાગાની** પ્રખ્યાતિ વધતી ગઈ. ફૈજાબાદમાં રહે તેણીને એક મહીનો થયો નહીં એટલામાં ત્હેની પાસે હજાર પાંચશે રૂપઇયા એકઠા થયા. "કાલે કેમ કરીશું? તેવી ચિંતાથી વેગળા રહી અલમસ્ત થઈ ફરનારા અવિચારી મુસલમાનો દિવસે મજુરી કરી ખીચડી ખાઈ પેટ ભરતા પણ સાંજ પડે રંગી બેરંગી કપડાં પેહેરી ફાંકડા બની કાનમાં અત્તર ઘાલીને **ચંદ્રભાગાને** ઘેર જઈ. પૈસા ખરચવામાં બે દીલ થતા નહીં. કેટલાક ગરીબ સ્થિતિના મિયાંભાઈ કેવળ પૈસા વિનાજ અટકી રહેલા, તેઓ **ચંદ્રભાગાના** ઘર આગળ આમ તેમ ફેરા ફરતા અને માત્ર તેણીને જોયાથીજ સંતોષ માની ઘેર જતાં હતા.

**ચંદ્રભાગા** જાતે ઉંચ વર્ણની તરૂણ અને સ્વરૂપવાન સ્ત્રી હતી. અને પોતાની ઉન્મત્તાઈથી કરેલા કૃત્યનો તેણીને પસ્તાવો થતો. તથાપિ ઇશ્વર ઈચ્છામાની તેણે ચ્ય-

ભિચારથીજ પેટ ભરવા માંડ્યું. અને સારા ગૃહસ્થની સ્ત્રી થઈ રહ્યા પછી તેણીએ થોડીક વિદ્યા સંપાદન કરેલી એટલે બોલવામાં તે એવી મિષ્ટતા રાખતી કે તેણીની તારીફ સાંભળી કેટલાક મ્હોટા ગ્રહસ્થોને ઘેરથી તેડવા માટે ઈજનો આવતાં. તેમજ કેટલાક તો રાતની વખતે ત્હેને ઘેર પણ જઈને બેસતા હતા. ફૈજાબાદની પ્રજા આવી મોજીલી હતી તેમાં આશ્ચર્યજનક કાંઈ ન્હોતું કેમકે તે શેહેર લખનોરના નવાબના તાબાનું હતું.

આહાહા ! આ નવાબી રાજ્યના દાહનું પણ વર્ણન કરી શકાય તેવું ન્હોતું. વિશાળ રાજ્ય છતાં ત્યાં વસનારી પ્રજામાં કેવા ઉદ્યોગો ચાલે છે, અથવા તેમનાપર કેવી પ્રકારનાં સુખદુઃખો ગુજરે છે ત્હેનો તપાસ લેવાનું કામ કોઈ નવાબી કામદારને સૂઝતુંજ નહી. એટલુંજ નહીં પણ નવાબ તે નવાબજ હતો. રાજ્યમાં શું ઉત્પન્ન આવે છે, શું ખરચાય છે કે પ્રજાની કેવી સ્થિતિ છે તે વિષે પોતાના કારભારી આગળ તેણે કોઈ દહાડો પ્રશ્ન પણ પુછ્યો ન્હોતો. અને તેમના ઉપર રાજાની અંકુશ નહીં એટલે તેઓ પણ એવા નિષ્કાળજીપણાથી ચાલતા કે દિવસમાં એક વાર નવાબને સલામ કરી ત્હેનું બોલવું સાંભળી લઈ "જી સરકાર" કહી પોતાના બંગલામાં જઈ મરજી પ્રમાણે રાજ્ય વ્યવસ્થા ચલાવતા હતા.

રોજ સવારનો પોહોર થાય કે નવાબની હજુરમાં પંદર વીસ મિયાંભાઈ ભેગા થઈ ચાહા, કસુંબો કહાડતા, અને તેપર મેવો મીઠાઈ ખાઈ હુક્કામાં તમાકુ ભરી પીતા પીતા એવા ગપાટા મારતા હતા કે કોઈ અજાણ્યો માણસ તો તેમની વાતો સાંભળીનેજ ગાંડો બની જાય. શેહેરમાં

ચાલતી પ્રજાની સ્થિતિ વિષે નવાબે જાતે તો કદીજ તપાસ લીધેલી નહીં. અને તે જાણુતો પણ ન્હોનો. તથાપિ ત્યાંના દરબારમાં કસુંબો પીવાને આવનારા ભંગી મુસલમાનો નવાબને ખુશી કરવા માટે એવી એવી વાતો લાવતા કે શેહેરના વિસ્તાર પ્રમાણે જે હકીકતની ખોળ કરવા માટે છ મહિના લાગે, તેવી વાતો પેલી નવાબી મંડળીમાં થતી હતી.

એક દહાડો સાંજની વેળાએ સઘળા અફીણીયા નવાબ પાસે બેઠેલા હતા. કેટલાક અફીણની મ્હોટી ગોટી લઇ ખલમાં નાખી ત્હેનો કસુંબો તૈયાર કરતા, કેટલાક રમુજી વાતો કહેતા અને બે ચાર મિયાંઆ શેલડીના બરછાને છોલીને કડકા કરતા હતા. કસુંબો પી રહ્યા પછી ઠુંગા પાણી કરીને હુકકો ગડગડાવતા સઘળા આનંદમાં બેઠા હતા. તે વખતે એક મુસલમાને **ચંદ્રભાગા** વિષે કેટલીક વધારીને વાત કરવા માંડી. ત્હેનું બોલવું અફીણના તાનમાં કેટલુંક વધારે અલંકારવાળું હતું, પરન્તુ દરબારમાં બેઠેલી મંડળીમાંથી કોઇએ પેલા સ્તુતિપાઠકના બોલવામાંથી ખોડ કહાડી નહીં. અને તેની વાતને "હાંજી સચ્ચી બાત હે" એમ કહી એટલો બધો ટેકો આપ્યો કે તે સાંભળી નવાબને પણ **ચંદ્રભાગાને** જોયા પછી પોતાના જનાનખાનામાં રાખવાની ઈચ્છા થઇ. અને ત્રણ ચાર સીપાઈયો સાથે એક મેનો પણ તેણીને તેડવા માટે ફૈજાબાદ મોકલ્યો.

વાંચનાર ! વિદ્વાન અને મ્હોટાં રાજ્યસ્થાનોમાં પંકાયા છતાં પણ સ્ત્રી આગળ પરવશ બની આબરૂ ગુમાવનારા **આણંદલાલને ચંદ્રભાગાએ** ઝેર દીધાની વાત-

થી દુઃખ પામીને પોતાની આબરૂ ગયાની વાતથી સંપૂર્ણ અનુભવ લીધે છ મહિના થયા ન્હોતા. પણ તેને અધિક પશ્ચાતાપમાં નાખી આ દ્રષ્ટાંત સઘળા પૂર્ણ પ્રેમાભિલાષીઓમાં દેખાડવા માટે પરમેશ્વરેજ પ્રેરણા કરી હતી.

પોતાના શેહેર કરતાં બ્હાર ગામ ખાતે વકીલાતના ધંધાથી આણંદલાલ બહુ પ્રસિદ્ધ હતો. અને લખનોરના નવાબના સઘળા કજીયા લઢવા માટે મ્હોટી મ્હોટી નવી, પણ ન્યાયના કામમાં સ્થાપન થએલી ઇંગ્રેજી રાજ્યની અનેક કોરટોમાં તે લઢતો ત્હેના બદલામાં તે નવાબ દર સાલ પચ્ચીસસેં રૂપઇયા આણંદલાલને આપતો. નવાબી રાજ્યમાં ગોત્રીગોનો ટંટો થવાનો કશોજ શુમાર ન્હોતો. એટલે લખનોર ખાતે ત્હેને આખા વર્ષમાં એકાદ વાર તો જવુંજ પડતું. તે નવાબના કાકાના દીકરાએ પોતાના વતન સબંધે દાવો કરેલો હોવાથી આણંદલાલની જરૂર પડેલી જોઇ પેલા નવાબે પોતાના કારભારી પાસે કાગળ લખાવ્યો. અને તુરતાતુર્ત ત્હેના ભણી રવાના કરીને આવવાની વાટ જોતો બેઠો.

નિશામાં ચકચુર રહેનારા, અને તેમાં પણ મુસલમાનોના ગપાટાનું સો દહાડે પણ ઠેકાણું પડતું નથી. પોતાની લેહેરમાં ખુશી થઇ સઘળું રાજ કે પ્યારી વસ્તુ આપી દેવાનું કબુલ કરે, પણ નિશા ઉતરી ગયા પછી કહેલી વાતો સ્વપ્ના જેવી બનાય છે. તેવુંજ આ નવાબને થયું: ચંદ્રાગારને એરામ કરવાની વાત ભંગી મુસલમાનોની મંડળીમાં નીકળેલી તેને પંદર દહાડા થયા, પણ તે વાત ફરીથી સંભારવા માટે કોઇ આવ્યુંજ નહી.

નવાબનો કાગળ [illegible] એક ચાકરને સાથે તે-

ડી આણંદલાલ નવાબ પાસે આવીને ઉભો ર્‌હેમે જોઇ મ્‍હોટા. પણ ગરજવાન બનેલા નવાબે ખુશી થઇ માન આપી પોતાની પાસે બેસાડયો. અને દરબારી લોકોનું આવવું બંધ થયા પછી આણંદલાલને એક એકાંત ઓરડીમાં લઈ જઈ પોતાના ગોત્રી વચ્ચેના કજીયાની સઘળી હકીકત કહી. ન્યાયના રસ્તાથી અજાણ્યા નવાબને આ કામ એક સમુદ્ર તરવા જેવું કઠિણ લાગ્યું. પણ સઘળું સાંભળી લીધા પછી "કાંઈ ચિંતા નહીં ઈશ્વર પાર પાડશે." એવું આણંદલાલે કહ્યાથી નવાબને ધીરજ આવી. અને તે પણ કાગળ ખડીઓ લઈ નવાબની રજા માગી એક એકાંત ઓરડીમાં જઈને અરજીનો મુસદ્દો કરવા લાગ્યો.

આણંદલાલ જોડે ખાનગી વાત કર્યા પછી નવાબ પણ દરબારમાં આવીને બેઠા કે તરતજ અરીશીયા ગપાટી મુસલમાનોનું ટોળું "જી ખુદાવીંદ બંદગી" કહી સલામ કરી દરબારમાં ભરાયું. અને રોજના ધારા પ્રમાણે ચાહા કસુંબાની પણ તૈયારી થવા લાગી.

પોતાના અવિચારથી વિશ્વાસુ થઈ સ્ત્રીનાં કૃત્યોથી દુખ પામેલા આણંદલાલે જો કે ચંદ્રભાગાની વાત સમુળગીજ કહાડી નાખી હતી. અને તેણીનું સ્વપ્ન પણ આવતું નહોતું. તોપણ તેને વધારે શીખામણ આપવા માટે પ્રતિષ્ઠા ઘટાડવાનો સમય પરમેશ્વરે પણ પાસેજ આણીને મુકયો.

ચંદ્રભાગાને તેડવા ગએલા સીપાઈયો તેણીને તેડી લાવીને લખનોરના દરવાજામાં પેઠા, એટલે ખુશીની ખબર કહી પોશાખ લેવાની આશાથી હર્ષ પામેલો એક સીપાઈ દરબારમાં આવી પોહોચ્યો અને સલામ કરી "સાબ, વો આઈ હે" એટલું બોલી ઉભો રહ્યો.

પોતે કરેલા હુકમને ઘણા દિવસો થએલા એટલે તે વાત નવાબ ભૂલી ગયો હતો. જેથી શીપાઈએ કહેલી વાત પર ત્હેનું લક્ષ ગયુંજ નહીં. ગરીબ શિપાઈ ખબર કહી ઈનામની આશાથી પુર્ણ હર્ષમાં આવેલો, પણ પોતાની વાત નવાબે નહીં સાંભળવાથી નિરાશ થઈ પાછો ફરતો હતો. તેટલામાંજ **ચંદ્રભાગા** વિષેની વાત કરનારો માણુસ ત્યાં આવી પોહોચ્યો. અને તેણે પણ શિપાઈની વાત સાંભળી લીધા પછી ઈનામની આશાએ ભુલી ગએલા નવાબ આગળ પેલી નવી થનારી બેગમ વિશે વાત કહી.

પેલો નવાબ પૂર નિશામાં બેશી મુસલમાનો સાથે બાતોના તડાકા મારતો હતો. પણ પેલો વાત કહેનારો મિયાં એટલા જોરથી બોલ્યો હતો કે નવાબની મીચાયલી આંખ્યો ઉઘડી ગઈ. અને એકદમ અધિરો બની ઉભો થઈને “ કહાં હે ” એમ કહી દરબારના સઘળા ભાગપર જોવા લાગ્યો.

એક કલાકના આરસામાં પેલો **ચંદ્રભાગાને** તેડવા જનારો શિપાઈ દોડતો દોડતો દરવાજે જઈ ભોઈ લોકો પાસે મેનો ઉચકાવી બીજે બારણે થઈને હવેલીમાં લઈ ગયો. અને તેણીને એક ખાનગી દિવાનખાનામાં બેસાડી નવાબ આગળ ખરબી મોકલી.

નવી બેગમ વિષે મુસલમાનોની થતી વાત ચીત **આણંદલાલે** સાંભળી હતી તેથી “ તે સ્ત્રી કોણ હશે ” એવી ઈચ્છા થયાથી તે જોવાને આતુર હતો. પરન્તુ નવાબ લોકોના ઝનાનખાનાની રીત ત્હેને ખબર હોવાથી પોતાનો વિચાર ભાંગી પાડી કામ કરવા લાગ્યો.

**ચંદ્રભાગાને** બેગમ કરવાના હર્ષમાં પ્રફુલ્લિત થએ-

સો નવાબ તેણીને આવ્યાની વાત સાંભળી તુરતજ જના-
નખાનાવાળા ઓરડામાં જઇ સામી ખુરશી નાખીને બેઠો.
અને પુછવા લાગ્યો કે—

અયે માશુક ! તુમ કૌનસે ગાંવકે રહેને વાલે હો,
ઓર તુમેરી પરી જૈસી ખુબ સુરતી દેખકે મુઝેં ઐસા
માલૂમ હોતા હે કે કોઈ અચ્છે ખાનદાનકી પેદાશ હો.
બ્હોત દીનોંસે તકલીફ્ લે કે આપકા ગુલાબી ચહેરા ફીકા
પડ ગયા હૈ લેકીન આજસે મહેરબુ બતેરી કીસ્મત ખુલ
ગઇ. મેરે સલતનકી દાદકી સબ સ્યાશદ તેરે હુકૂમમેં હૈ
ઐસા સમઝના. ઓર કબી બેઈમાની કરેગી, તો તેરી ગ-
રદન તલવારસેં ઉડાનેકું મેં પીછા દેખને વાલા નહીં. લે-
કીન એક અંદેશા ઓર રખતા હું. તેરા ખાવીંદ યાંહાં
આકે કુચ જંગ મચાવે ઐસા તો નહી હે ? વો બાતકા
હમકુ પક્કા ઈતબાર પડના ચેયે. અગર તું રહેનેકું મંજુર
હોગી, તો ઉસ્કા જંગ દેખા જાયગા”

નવાબના બોલવાનો ભાવાર્થ સમજી **ચંદ્રભાગા**એ
પણ ઉત્તર આપવામાં કાચું રાખ્યું ન્હોતું. તે પોતાનાં
નેત્રોમાં પ્રેમાવિર્ભાવ આણી નમ્રપણેથી નીચું જોઈ મધુર
શબ્દોથી બોલી કે—ખુદાવંદ ! મ્હારૂં ગામ તો અહીંથી
ઘણુંજ દૂર છે. અને જાત વિગેરે સઘળી વાતો પુછ્યાથી
સરકારને કાંઈ લાભ નથી. પણ ઉલટું મને મારૂં દુઃખ
સાંભરી આવેથી ચિંતા થનારી છે. મેં આજ લગી એક
ગરીબ ભર્તાર જોડે લગ્ન કરીને સંસાર ચલાવવામાં બહુ
દુઃખ વેઠ્યું છે તે મ્હારૂં ભરણપોષણ કરતો ન્હોતો, તો-
પણ મેં સંસાર ચલાવ્યો હતો. આજ ચાર વર્ષથી તેણે
મને કહાડી મુકી છે. અને મ્હારી મુદલ શોધ પણ કરતો

નથી. એટલે મ્હારા મનથી તો તે મરી ગયેલોજ માનવો તો ? પરમેશ્વરની મ્હારા ઉપર કૃપા થયાથી હું તમ સરખા બાદશાહના ઘરમાં બેગમ થઈને રહેવાને ભાગ્યશાળી બનું છું. અને આપના કરતાં બીજો સારો કોણ છે કે હું બેઈમાની કરીશ ?. તમ સરખા પ્રતાપી સરકારના ઘરમાં રહેવાને મ્હારી ઘણીજ ઈચ્છા છે. પણ જ્યારે તમે મ્હારો તિરસ્કાર કરો ત્યારે હવે મરી ગયા વિના બીજો ઉપાય છેજ નહીં."

ચંદ્રભાગાનું બોલવું મ્હોટે સાદે થતું હતું. અને આણંદલાલ બીજી ઓરડીમાં બેશી કામ કરતો હતો એટલે તેણીને પ્રત્યક્ષ જોઈ ન્હોતી. તથાપિ ઘણાં વર્ષના સહવાસને લીધે તેણીના સાદ ઉપરથી પોતાની સ્ત્રીજ હશે એવી મનમાં શંકા થવાથી ત્હેનું લખવાપરથી ચિત્ત ઉઠી ગયું. અને ઉદાશ થઈ બેશી રહ્યો. તે પેલા નવાબ પાસે જઈ તેણીને જોવાની ઈચ્છા રાખતો હતો. પણ " બ્હાર આવ્યા વિના અંદર જવાથી અપમાન થાય " એમ સમજી થોડી વાર દિગ્મુઢ જેવો બેઠો.

ચંદ્રભાગાનું પ્રીતિ ભરેલું ભાષણ સાંભળી હર્ષ પામતો પેલો નવાબ દરબારમાં આવ્યો. તે જોઈ કામના કાગળો લઈ આણંદલાલ પણ ત્યાં આવી તેને વાંચી બતાવવા માટે બેઠો. આણંદલાલ જેવા ન્યાયશાસ્ત્રના જાણનારે જે અરજીનો મુસદ્દો ઘડેલો તેમાંથી ભૂલ કહાડવાને કોઈ સમર્થ ન્હોતું તેણે નવાબ આગળ વાંચી બતાવી. અને તેમાં પોતાના લાભનો સઘળો મજકુર આવેલો જોઈ નવાબ પણ બહુ ખુશી થયો.

મ્હોટી પદ્દિપર ચઢયા છતાં પણ ફુલાશ મારવાના

ક્રામમાં ઉત્તમ પ્રકારે ગણાયલા મુસલમાનોનું દૃષ્ટાન્ત આ ઠેકાણેજ લાગુ પાડવા જેવું હતું. આણંદલાલે જો કે કશું પુછ્યું ન્હોતું. તથાપિ આનંદસાગરમાં ઉછળીને પેલો નવાબ બોલ્યો કે—

બકીલ સાબ, મેરે વાસ્તે તુમને તકલીફ ઉઠાયા હે વો બાતસે મેં આફ્રીન હોતા હું. ઓર પરવરદેગારકે હુકૂમસેં તુમેરે હાથસેં ફ્તેહ હો જાયગા. બાદ જો દેનેકા હોયગા સો દેકે આપકું હરદમ ખુશી રખુંગા. તુમેરે પાક કદમ મેરે દરબારમેં આનેસેં મેરેકું એક અચ્છાં ફાયદા મિલાહે. ક્યાકે કોઈ ઉમદા આદમીકે ઘરકી પરી જૈસી ખુબ સુરતી રખનેવાલી એક ઓરત મેરે જનાનખાનેમેં આઈ અમેરે લોકુંકા રીવાજ પડદેમેં રખનેકા હે. લેકિન તુમેરી મેરી બ્હોત મોહોબત હે ઉસ્લીયે આપકું દીખાઉંગા.”

નવાબની વાત સાંભળ્યાથી આણંદલાલને વધારે આશ્ચર્ય લાગ્યું. અને હીંદુની સ્ત્રી મુસલમાનના ઘરમાં રહેવાને તૈયાર થએલી કોણ હશે તે જોવાને વધારે અધિરો બન્યો. નવાબનું બોલવું સાંભળી લીધા પછી તેણે કહ્યું કે—

ખુદાવીંદ ! આપ જૈસે ખાનદાન નવાબોકે ઘરમેં હીંદવાણી ક્યા, લેકિન પરીઝાતભી આવે ઉસ્મેં અંદેશા નહીં. ઈનકા તગદીર ખુલ ગયા ઐસા સમજતા હું. જનાનખાનેમેં જાકે દેખનેકી બાત મુશ્કીલકીથી; લેકિન આપ મેહેરબાની કરકે દીખાનેકા પરવરસી રખતે કહેતે હો, તો મેં બી સમજતાહું કે આજ મેરેપેં ખુદાકી મેહેરબાની હુઈ !”

પોતાના મતને મળતું આણંદલાલનું ભાષણ સાંભળી પેલો નવાબ અતિશય ખુશી થયો અને ત્હેને સાથે તેડીને ચંદ્રભાગાવાળા જનાનખાનામાં ગયો.

પળવારમાં સુખ કે દુઃખથી હર્ષ ચિંતા કરાવનારા પરમાત્માની કૃતિને કોઈ પોહોચી શકે તેવું નથી. અને ત્હેને ખોટા માની આપ મતથી ચાલનારાં મૂર્ખ મનુષ્યો પણ મુઆ પછી નરકનાંજ નિવાસી થાય છે.

નવાબના ઘરની સઘળી વસ્તુઓ અને વૈભવ જોઇ ચંદ્રભાગા પોતાનું દુઃખ ભુલી ગઇ હતી. તેણીની પાસે એક બે માણસો હમેશાં હાજર રહેતા હતા તેથી જે કાંઈ જોયતું તે તુર્ત હુકમ કરીને મંગાવી લેતી. અને બંગલાના સઘળા શોભીતા બાગમાં ફરી નવી નવી વસ્તુઓ જોઇને ખુશી થતી, પરન્તુ ત્હેનાં કરેલાં કૃત્યોની શિક્ષા આપવા માટે પરમાત્માએ સમય પાસે આણી મુકેલોજ હતો. આણંદલાલમે નવી બેગમ દેખાડવા માટે નવાબ જનાનખાનામાં આવ્યો, પણ તે કાંઈ કામ માટે નીચે ગઈ હતી ત્યાંથી થોડી વારમાં ઉપર આવી. અને નવાબ જોડે પોતાનો પતિ ઉભેલો જોઈ તેણીના મનમાં કેટલી ચિંતા થઈ હશે તે કલ્પના વાંચનાર ગ્રહસ્થોએ કરવાની છે! તેણીનો હર્ષિત ચહેરો એકદમ ફીકો પડી ગયો અને જ્યાં ઉભી હતી ત્યાં આગળ કેટલીક વાર લગી નીચું જોઇને ઉભી રહી. પણ તેણીનાથી આણંદલાલનાં સામું જોઈ શકાયું નહીં તેથી નવાબનું બોલવું નહીં સાંભળ્યા જેવું કરી પાછી નીચે જઈ સ્ત્રી ચરિત્રની યુક્તિયોનો વિચાર કરવા બેઠી.

હીંદવાણી સ્ત્રીને જોવા આવેલા આણંદલાલે પોતાની દુષ્ટ સ્ત્રીને જોવાથી ત્હેના મનમાં ખેદનું મૂળ ફરીથી ઉત્પન્ન થયું. પણ ઉઘાડે રીતે નહીં જણાવતાં બીજી ત્રીજી વાતો કરતો ત્યાં આગળ નવાબ જોડે ઉભો રહયો.

આણેલી બેગમને દેખાડવાની હોંસથી બેઠેલા નવાબે

આણુંદલાલને જનાનખાનામાં આણેલો. તેમાં પોતાનું કહેલું નહીં સાંભળતાં ચંદ્રભાગા નીચે જતી રહેલી જોઈ તે પણ તેણીના ઉપર ગુસ્સે થઈ ગયો. અને તુરતજ ત્હેની પાછળ નીચે જઈ બળાત્કારથી ઉપર લાવવા મંડયો. આણુંદલાલને જોયાથી ચંદ્રભાગાનાં ગાત્ર નરમ થઈ ગયાં હતાં. અને હવે શું થશે તે વિશે તેણીના મનમાં થએલી ચિંતાનો પાર ન્હોતો. તેણીએ નીચે નહીં આવવાનાં કેટલાંક જુદાં જુદાં કારણો કહ્યાં, પણ તેથી નવાબના મનનું સમાધાન નહીં થએલું જોઈ પોતાની રચેલી યુક્તિથી જાણે ગુસ્સામાં આવી હોય એવું ડોળ કરીને બોલી કે—

ખુદાવીંદ! હું આપના ઘરમાં આવી છું તે કાંઈ એના હલકા લોકોને મ્હોં દેખાડવા માટે નથી આવી. પણ જનાનખાનામાં રહી આપની સેવા કરવા માટેજ મેં મ્હારી દેહ વટાળી છે. એ આવેલો માણસ મારા પેહેલીવારના ધણીનો સગો થાય છે. અને મ્હારા સુખી દિવસોમાં અડચણ કરવા માટે દ્વેશનો માર્યો તે આવ્યો છે. માટે ત્યાં આવ્યાથી તમને પણ કશો લાભ નથી" ચંદ્રભાગા એ કહેલી વાત નવાબને ખરી લાગી નહીં. અને તેણીને ઉપર ખેંચી જઈ આણુંદલાલ આગળ ઉભી રાખી.

પોતાને ઘેર અત્યન્ત લાડ લડાવેલાં તે સ્ત્રી જેર દઈ ન્હાશી જઈ મુસલમાનના ઘરમાં રહેલી, અને તે પણ પોતાના સામી ઉભેલી જોઈ આણુંદલાલને જે ક્રોધ ઉત્પન્ન થએલો તે અવર્ણનીય હતો. તેણે નવાબની દરકાર કર્યા વિના ચંદ્રભાગા સામું ઘણી કરડી નજરથી જોવા માંડયું. જેથી તે તેણીને ઓળખતો હશે એમ ધારી, નવાબ બોલ્યો કે—

આણુંદલાલજી, ઈસ ઓરતકું તુમ પેહેચાનતે હો

ક્યા? અગર યેં ઐસા હોવે તોભી ઈસ બાતકું ઝાહીર કરના તુમકું મુનાશીબ નહીં. ક્યું કે તુમભી થોડી બ્હોત મેરી રોટી ખાતે હો. ઔર યેભી અપની ખુશીસેં મેરે ઝનાનખાનેમેં આઈ હે.”

પેલા નવાબનું ખુશીનું બોલવું તો જાણે બળતા અગ્નીમાં ઘીઈ રેડવા જેવું આણંદલાલને લાગ્યું. અને કેટલીક વાર લગી કાંઈ પણ ઉત્તર નહીં દેતા નીચું જોઈ નિશ્વાસ નાંખ્યા પછી ઘણાજ ખેદયુક્ત શબ્દે તેણે ઉત્તર આપ્યો કે—

“સરકાર! જીસ આદમીકું અપને પેટમેં મરજ હો-તા હે વો કુચ પેટ ખોલકે દિખાયા નહીં જાતા. આપકે ઘરમે આનેવાલી ઔરતકું અગરચેં મેં મેરી છોટી ઉમ્મરસેં પેહેચાનતા હું લેકિન ઈસ બાતકું ખોલકે કેહનેમેં મેરી થોડી ઈઝત રહી હે વો બી જાતી રહેવે ઐસા હે! કબી આપકે ઘરમેં ન હોતી તો ઈનકુ બેજાન કરને તકકા અખ્તીયાર પરવરદેગાર કે ઘરસેં મેરેકું મિલા હે. લેકિન લાચાર!!”

આણંદલાલના દ્વિઅર્થી બોલવામાં નવાબને પુરી સમજ પડી નહી. પણ તે ચંદ્રભાગાનો સગો અગર પા-ડોશી હશે એવી ખાત્રી થયાથી તેને જોવા આણેલો તે વાતથી નવાબ પણ પુસ્કળ પસ્તાવા લાગ્યો

આણંદલાલ બોલી રહયો ન્હોતો એટલામાં એક અરણ્યના વાઘ પ્રમાણે ધુરકી લાલચોળ આંખ્યો કરી ચં-દ્રભાગા બોલી—

મને મારનારા તો કોઈ છેજ નહીં ચાર વરસ થ-યાં તું મ્હારી ખબર સરખી જોતો નથી અને આજ ધ-ણીપણું દેખાડી બીજાને મળતુ સુખ છોડાવવું હશે કેમ!

ત્હારા ઉપર ફરીયાદ કરીને અન્નવસ્ત્રનો સઘળો ખર્ચ લેતા પણ હું મ્હારી જાત ઉપર જઇને બેશી રહી. એવા કૃપીણ અને અશક્ત માણસોથી સ્રીયોનું પોષણ થતુંજ નથી. નવાબ જોડે કામ હતું તે મૂકીને અંદર જનાનખાનામાં શું કરવા આવવું પડ્યું ? સ્રીયોને પાળી ત્હેના મન ગમતી વસ્તુઓ પુરી પાડી રાજી રાખનારા તો જુદાજ હોય છે. ખુદાવીંદ નવાબ સાહેબ ! મેં તમને છાની રીતે કહેલું તે તમે માન્યું નહી જેથી આપણા સુખમાં અડચણ પડવા જેવુંજ ભવિષ્ય લાગ્યું છે, તોપણ હું તમને વીનંતી કરૂં છું કે આ માણુસ તમારા રાજ્યની હદમાં છે એટલે એની પાસેથી મ્હારા ચાર વર્ષના ખર્ચના રૂપઈયા અપાવો." એવા વટલેલા દારૂબાજ લોકો જોડે કોઈ સ્રી લગ્ન કરીને દુખ પામવા ઈચ્છા રાખે ત્હેના જેવી પણ અભાગ્યણી અને અજ્ઞાન કોણ હશે ? ભગવાન કરે ને આ વટલેલાને કોઈ પરણાવે નહીં તો સારૂં થાય. મ્હોટી વાતો કરતાં તો સહુને આવડે. નવાબ સાહેબ ? બ્રાહ્મણ થઈને ઈંગ્રેજી ભણ્યા તેની ના નથી પણ પોતે દારૂ પીવો અને ગરીબ સ્રી જાતિને વટાળવી એ પાપમાંથી આ પુરૂષ ક્યાં છુટશે ત્હેની મને ચિંતા થાય છે !!

સુજ્ઞ વાંચનારાઓ ! જે સ્રીને લાડ લડાવી જોયતી વસ્તુઓ પુરી પાડવામાં અત્યંત ખર્ચ કરેલો, જેને પોતાના જીવ કરતાં પણ અધિક પ્રિય માની વિદ્વતા ઉપર પાણી ફેરવી પરિક્ષા કર્યા વિના પ્યાર વસ્તુ શ્રેષ્ટ માનેલી અને ત્હેની આગળ મદ્યાદિ અભક્ષ પદાર્થોનું સેવન રાખી સઘળો ભય નાશ કરેલો. તે સ્રીનાં આવાં ખોટાં અને આ-

બરૂ જવા જેવાં ભાષણો સાભળ્યાથી કોઈ વિદ્યાહીન અવિ-
ચારી માણુસ તો ક્રોધાવેશમાં આવીને ચંદ્રભાગાને મારી
નાંખે. પણ તે સમજુ હતો તેથી પોતાના જીવને ધિઃકાર
આપી વધારે વાત કરી ગુસ્સે નહીં થતાં શાંત રીતે
બોલ્યો કે—

સરકાર! મેં આપકા થોડાસા નિમક ખાતા હું ઔર
આપકે કામ કે વાસ્તે મેરા આનેકા ઈધર હુવા હે ઉસ્લીયે
દુસરા ઈલાજ કરનેકા અચ્છા નહીં લગતા. પરવર દેગાર-
ને 'ગુસ્સા' એ ચીજ એસી બનાઈ હે કે એસી ઓરતોકી
બદમાસી કે બદલેમેં ઈનકું કાયદેકી રાહસે સીધી બનાસ-
નેકું કૂચ્છ દેર નહીં લગતી. ઔર અપને ઘરમેં રખને
વાલા અગરચેં બડા બાદશાહ હોવે, તો બી ઈનસાફકી
રાહ સમકે વાસ્તે એકી હે. આપકી રોટી મેરે પેટમેં
આતી હે ઈસ બાતપે મૈંને બ્હોત બીચાર કરકે મેરા
ગુસ્સા નરમ કરડાલા. લેકિન મેં આપકું ઈતની અર્જ
કરતા હું કે જો આપકું મેરે સાથ મુલાકાત રખનેકા
ઈરાદા હોવે ઔર આપકી ચલતી તારીફકું ડુબાનેકા ઈ-
રાદા ન હોવે તો યે બદમાસ ઓરતકું અબી કે અબી
તુરૂંગમેં ભેજનેકા કામ અચ્છા હે. ઔર અગરચેં ઈસ્કી
મુલાકાંતસેં આપકું અચ્છા ફાયદા મિલે એસા કુચ ઈ-
રાદા હોગા, તો મુઝેં તુમેરીબી પર્વા નહીં મે અપના
ઈલાજ કરનેકું મોજુદ હું.

બંનેની વાતો સાંભળીને પેલો નવાબ બીચારો ઝં-
ખવાણો પડી ગયો. અને તેઓ સ્ત્રી પુરૂષ હશે એમ
ત્હેના મનમાં ખાત્રી થયાથી તે બહુ ખેદ કરવા લાગ્યો.
એટલુંજ નહીં પણ ચંદ્રભાગાને ઘરમાં રાખેલી તેથી પોતે

પણ ગભરાયો. ચંદ્રભાગાને જેવી અનાયાસમાં મળેલી સ્વરૂપ વાન બેગમને છોડી દેવી નવાબને ગમતી નહોતી. પણ તે આણંદલાલનું બહુ માન રાખતો. અને ત્હેના જેવા પ્રતિષ્ઠિત પુરૂષ સાથે વેર કરી ચંદ્રભાગા જોડે સુખ લેવાનું તેણે નાપસંદ ધાર્યું. એટલુંજ નહીં પણ પોતાની સમક્ષ આણંદલાલનું અપમાન થએલું જોઈ નવાબને તેણીના ઉપર પુષ્કળ ક્રોધ ચઢયો. જેથી ત્હેની મુદ્દલ દરકાર નહીં રાખતાં આંખ્યો લાલચોળ કરીને બોલ્યો કે—

અયે બેશરમ રંડી! મેરા મુલાઝા તોડકે મેરેજ સામને બફીલ સાબકુ અબેતબે કરકે બોલતીહે? બેઈમાન! તુફમઝાત હે ઓર મેરે કું તેરે જૈસી હરામી ઓરત અપને ઝનાનખાનેમેં રખના મુંનાસીબ નહીં. અયે નાપાક! મૈંને તેરેકું અવલસેં પુછ્યા ઉસ બખ્ત સબ જુઠી બાતાં સમજાનેકું લગી? કયા તાઝુબકી બાતહે! મૈંનેબી બ્હોત બેવકૂફીકા કામ કીયા કે તેરા તપાસ નિકાલે બીગર ઘરમેં બુલાઈ!"

નવાબના ઘરમાં બેગમ થઈ સુખ પામવાની આશાથી આવેલી ચંદ્રભાગાના પેટમાં મ્હોટી ધાસ્તિ પેઠી. અને કરેલા ભાષણનો ખુબ પસ્તાવો કરી પોતાની બુદ્ધિને ધિઃક્કારવા લાગી. પણ તેણીનાં ઘાતકી કૃત્યોનો બદલો આપી તેવી તરૂણીયોને અસર કરવાનો વિચાર જગત કર્તાનોજ થએલો એટલે કોઈથી પણ ફરી શકે તેમ ન્હોતું.

આણંદલાલે જો કે ફરીથી કશુંજ કહ્યું નહીં અને ખેદ કરતો એમને એમ મુંગે મ્હોડે બેશી રહ્યો. પરન્તુ ત્હેના એકવારના કહેલાજ શબ્દો નવાબના મનમાં એવા સજ્જડ ઉતર્યા હતા કે ચંદ્રભાગાને અહીંયાં નહીં રા-

ખતા કેદમાં મોકલવાનીજ વાત ત્હેને વધારે સારી લાગી.

લખનોરના નવાબ પાસે બીજી સઘળી હકુમત હતી. પણ જ્યારથી તેમના ગોત્રીયો વચ્ચે લઢાઇયો થઇ કોર્ટોમાં અરજીયો જવા લાગી. ત્યારથી શિક્ષા સબંધી સઘળી સત્તા ઇંગ્રેજી હદમાં ગઇ. અને પોતાના શેહેરમાં બનતાં ગુન્હાનાં સઘળાં કામો અલ્હાબાદની હાયકોર્ટમાં મોકલવાં પડતાં. તુરત તેણે દેવડી ઉપરથી એક સિપાઇને બોલાવી ચંદ્રભાગાને પોતાના શેહેરના ફોજદાર તરફ મોકલી. અને ફોજદાર ઉપર એવો હુકમ લખાવ્યો કે રીતસર કામ બનાવી ત્હેના સહ અલ્હાબાદ મોકલવું.

નવાબ અતિ પ્યારથી બેગમ કરીને રાખનાર હતો તે આજે કેદમાં મોકલનાર છે એવી વાત સાંભળી ચંદ્રભાગાની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. અને પોતે બોલેલા બે અદબીના શબ્દો વિશે માફી માગી. પણ તે કોઇએ સાંભળ્યુંજ નહીં.

ચંદ્રભાગાએ કરેલાં તિરસ્કારનાં વચનો આણંદલાલને સાલ્યાજ કરતાં હતાં. જો કે ત્હેના કહ્યા પ્રમાણે માન્ય કરી દુષ્ટ સ્ત્રીને કેદમાં મોકલવા માટે નવાબ તૈયાર થયો. તથાપિ તેણીનાં કહેલાં વાક્યોથી પોતાની આબરૂને ઝાંખ લાગવા જેવું થએલું તે મટે તેમ ન્હોતું. અને ત્હેનો કારી જખમ આણંદલાલના પેટમાં એવો સજ્જડ લાગ્યો હતો કે. નવાબના કામ માટે પોતાને અલ્હાબાદ જવાનું હતું તે તુર્ત વેળા બંધ રાખી રીપોર્ટ મોકલી ઘર ભણી જવાની નવાબ પાસે રજા માગી.

આણંદલાલ ઉપર નવાબનો પુષ્કળ પ્રેમ હતો તેથી થોડા દહાડા રહેવાનું કહ્યું. પણ પોતાની તબીયત

સારી નથી એવું કહ્યાથી નવાબનું બોલવું વ્યર્થ ગયું. અને તેણે પણ **ચંદ્રભાગા** જેવી સ્ત્રીઓની વર્તણુંક ને ધિઃકારી **આણંદલાલ**નો દાખલો મનમાં ઉતારી સ્ત્રીઓ સાથે વર્તવાની વાતનો થોડોક ઉપદેશ લીધો.

નવાબનો ભોળો સ્વભાવ અને મુસલમાનોની રીતીથી **ચંદ્રભાગા** જાણ હતી ત્હેને કોટવાળ પાસે મોકલવાનો હુકમ થયા છતાં થોડીવાર ઉભી રહી દયામણી સ્થિતિ દેખાડી ઘણીજ આજીજી કરવા માંડી પણ તેમાં કાંઈજ વળ્યું નહીં. અને તેણીનાં ખોટાં ચરિત્રો સીપાઈને પણ લાગ્યાથી નવાબના હુકમને તાબે થઈ ગુસ્સો કરી ધક્કો મારી **ચંદ્રભાગા**ને આગળ કરી.

જ્યારે નવાબે **આણંદલાલ**ના કહ્યાને તાબે થઈ કંઈ શું સાંભળ્યું નહીં એવું **ચંદ્રભાગા**એ જોયું, ત્યારે સઘળી વાતો પડી મુકી ખેદ કરતી પોતાનાં અવિચારી કૃત્યોને ઠપકો દેતી પ્રભુ ઈચ્છા માની સીપાઈની સાથે ફોજદાર પાસે ગઈ.

**આણંદલાલ** જવાને તૈયાર થએલો જોઈ પેલા નવાબે પુષ્કળ દિલગીરી બતાવી. અને તેના ગયા પછી પોતાના કામનું શું થશે તે વિષે પુછ્યું, પણ **આણંદલાલે** બંદોબસ્ત કર્યાનું કહ્યાથી તે ચીંતા દૂર કરી ત્હેને શીરપાવ આપી વિદાય કીધો.

---

# खण्ड ५ मो.

**"અંતે પાપનો ઘડો ફુટયો."**

પ્રિય વાંચનાર! **ચંદ્રભાગા**નાં ચરિત્રોની વાતો વાં-

ચત્રામાં લીન થઈ **સરસ્વતિ**ને ભુલી ગયા હશો. પરન્તુ ત્હેની થોડીક હકીકત જાણવાની અગત્ય છે. **સોભાગ્યશીળાનું ખુન** થયા પછી પોલિસને હાથે પકડાયલી **સરસ્વતિ** ફોજદારના કહ્યાથી પોતાનો થોડોક શામાન લઈ ન્હાશી ગઈ. અને તેણીને તેટલાજ અપમાનથી લાજ આવી ન્હોતી. કેમકે સર્વ ગુણમાં ઉત્તમ અને સર્વ ચિંતાને ભુલાવી અજ્ઞાન મનુષ્યોને ભમાવી વાયુને ઉત્પન્ન કરનારૂં મેદ દ્રવ્યનું સાધન તેણીની પાસે હતું. એટલે પોતાના શેહેરમાંથી ન્હાઠા પછી પણ બીજા ન્હાના ગામડામાં જઈ **સોભાગ્યશીળા**ના જેવી નીચ કૃત્ય કરનારી વિધવા સ્ત્રીયોને શોધી તેમની સલાહથી પોતાની અધુરી રહેલી વિષયાભિલાષા તેણે પુરી પાડવા માંડી.

વ્યભિચારમાં પડ્યા પછી પોતાના મરનાર પતિએ મુકેલી કેટલીક પુંજી તો વાપરી નાખી હતી. તોપણ તેણીની પાસે થોડાક દાગીના રહેલા ત્હેના ઉપર વૃત્તિ ચલાવીને તે વેચી નાખી ખાનપાનાદિ શોખ પુરો કરવા લાગી. અને તેવા કામાંધ માણસો પાશે પ્રસંગોપાત દ્રવ્ય લુટવામાં પણ તત્પર રહેતી હતી. ન્હાના સરખા ગામમાં રહેતી તરૂણ વયની વિધવા **સરસ્વતિ** પણ **ચંદ્રભાગા** કરતાં એટલી બધી વધારે પ્રખ્યાતિમાં આવી કે બીજી કેટલીક તરૂણ બાળાઓ અને સ્ત્રીયો પણ છાની રીતે દ્રવ્ય મેળવી વ્યભિચાર કરવાની આશાએ તેણીને ઘેર સવારે કે સાંજે આવતી. અને તેમાં મ્હોટા મ્હોટા નામાંકિત ગ્રહસ્થોની સ્ત્રીયો પણ **સરસ્વતિ**ની સંગતિથી નીચ કૃત્યમાં સામીલ થઈ હતી.

આ સંસારમાં ઈશ્વરી લિલાનો વિચાર કરતાં ત્હેનો

ફરીજ થાય લાગે તેવું નથી ! મહાન ધનાઢ્યો પોતાની લક્ષ્મિ અને વૈભવોનો ભોગવનાર પુત્ર ઉત્પન્ન કરવા માટે હજારો રૂપૈયા ખર્ચ કરી વ્હેમના માર્યા બાધાઓ રાખે છે; જોશીયો બોલાવી જન્મ પત્રિકાઓ કરાવે છે. મંત્ર તંત્ર કરાવવામાં પૈશા ગુમાવી પુત્ર કે પુત્રીની આશા રાખે છે. પણ તે આશા પુરી થતાં ઘણાં વર્ષો વહી જાય છે અને જે લોકો કંગાલ સ્થિતિમાં રહી પોતાનું પેટ ભરવાને અશક્ત હોય, તેમના ઘરમાં જરૂર નહીં છતાં પણ બે, ચાર કે પાંચ પાંચ છોકરાં રમતાં હોય છે જેથી તેમનું પેટ ભરવાનું સાધન નહીં મળ્યાથી તેવા દરીદ્રીયો સંતતિના ભંડારથી કંટાળે છે. બુદ્ધિહીન મનુષ્ય ધનવાન હોય અને સ્વભાવે ઉદાર અથવા કૃપીણ હોય તથાપિ ત્હેનાથી લક્ષ્મીનો સદુપયોગ કરી આ જગતમાં પોતાનું નામ અમર રાખવાનાં સાધનો કરવાનું ક્વચિતજ બને છે. અને દ્રવ્યહીન મનુષ્યની અમૂલ્ય બુદ્ધિ કે વિચારો દ્રવ્યની શક્તિવિના ત્હેનામાંજ રહે છે. એટલુંજ નહીં પણ ત્હેની કહેલી ખરી વાતને સાચી માની તે તરફ લક્ષ પોહોચાડવાનું કામ પણ સો મનુષ્યમાં એકાદ કરે છે. અને અગાત્ એટલુંજ કે જેને જે વસ્તુની અગત્ય હોય છે ત્હેને તે મેળવવામાં સેંકડો વર્ષો વહી જાય છે. તેમજ બુદ્ધિવંત કે આ સંસારમાં કીર્તી પામેલા સારા મનુષ્યને પરમેશ્વર પણ પોતાની હજુરમાં ઝટ બોલાવી લે છે. અને જે મનુષ્ય કે વસ્તુની અહીંયાં અગત્ય નથી ત્હેની જગત કર્તા પણ વધારે ગરજ રાખતો નથી. વળી બીજો ચમત્કાર એ છે કે વગર જરૂરીયાતવાળાં મનુષ્યોને ત્યાં માગ્યા વિના પણ તેવી વસ્તુ પરમેશ્વર આપે છે. અને તેવી મૂલ્યવાન

વસ્તુ પણ કોઈ અપરિક્ષકને ત્યાં પડ્યાથી કેવળ કંટાળા રૂપેજ રહે છે.

સૌભાગ્યાવસ્થા દૂર થયા પછી **સરસ્વતિ** પણ વ્યભિચાર કરવામાં દિવસાનુદિવસ વધારે ઉત્સુક થતી ગઈ. વિધવા છતાં પણ તેણીની શરીરાકૃતિ કેવળ પ્રફુલ્લિત રહેતી. અને વ્યભિચાર થકી નિપજતાં કુમળાં બાળકોને પેટમાંજ મારી નાંખી ગર્ભપાત કરવામાં પણ તેણે બાકી રાખી ન્હોતી. જો કે તે ઘણી સાવધ રહેતી, તોપણ વર્ષે બે વર્ષે એકાદ ગર્ભપાત કર્યા વિના તેણીને ચાલતુંજ નહીં. તે જે ગામમાં રહેતી તે ઘણુંજ ન્હાનું હતું. પણ લશ્કરી છાવણી ત્યાં હોવાથી હમેશાં ચારશે પાચશે માણસો ગામની બ્હાર સરકારી કાંપમાં રહેતાં હતાં. અને **સરસ્વતિ**ની વાત સાંભળ્યાથી તેમાંના કેટલાક શીપાઈયો પણ તેણીને ઘેર જવાનું શીખ્યા હતા.

એ લશ્કરી પલટનનો કપતાન પોતાના કાયદા પ્રમાણે રાતના નવ વાગે સઘળાઓની હાજરી લેતો. તોપણ તે પછીથી બે ત્રણ સીપાઈયો છાની રીતે **સરસ્વતિ**ને ઘેર જઈ સવાર થતાં પેહેલાં પોતાની ઓરડીમાં આવી દાખલ થતા. અને વખતે તેઓ હાજર થવાને ચુકી જતા, તોપણ ગમે તેવું કારણ બતાવી ઉપરી કપતાન આગળ છાનું રાખતા.

તે કંપનીનો ઉપરી એક ઈંગ્રેજ હતો. અને પોતાની ન્હાની ઉમ્મરથી વૃદ્ધાવસ્થા થતા લગી લશ્કરી ખાતામાંજ તેણે નોકરી કરેલી એટલે તાબાના નોકરોના રીવાજ અને સંસારના પ્રપંચોનો તે પૂર્ણ જ્ઞાની હતો. તેથી જ્યારે નવા નવા સિપાઈયોને રોજ રોજ ગેરહાજર રહેતા જોયા;

અને તેમની શરીરાકૃતિને કોઈ મહાભારત પ્રસિદ્ધ જણાતા રોગો વિના પણ ગરમી ઈત્યાદિમાં પીડાતાનાં સરટીફીકેટો ડાક્ટર તરફથી આવવા લાગ્યાં ત્યારે તેમની વ્યભિચારી વર્તણુક વિષે પોતાના મનમાં વ્હેમ આવ્યો તથાપિ છાની રીતે પાકો તપાસ કર્યા વિના કોઈ ગરીબના પેટ પર પગ મુકવાનું કામ ત્હેને ધિઃકાર ભરેલું લાગતું. હાજરી લીધા પછી તેવા વ્યભિચારીયોનો તપાસ કરવા માટે બે વૃદ્ધ સીપાઈયોને મોકલતો. અને તેઓ પણ છાની રીતે ખોળ કરવામાં કાચા ન્હોતા.

વૈધવ્યપણાનો વૈરાગ્ય તજી વ્યભિચારથી ગર્ભપાતનું પાપ કરનારી સરસ્વતિનું કૃત્ય અતિશય થયાથી પરમેશ્વર પણ સહન કરી શક્યો નહીં. જેથી તે સત્રળાનો અંત આણવાનોજ સમય પાસે દેખાડયો. એક દહાડો રાતને વખતે બે માસનો ગર્ભ પાડી ત્હેને હાંલ્લીમાં ઘાલી બ્હાર નાંખવા માટે સરસ્વતિ નીકળી અને તે નાખી પોતાની વાત છાની રાખી પાછી ફરી ઘરમાં પોહોચી નહીં એટલામાંજ પેલા તેણીને ઘેર આવનારા શીપાઈયો પણ રોજના નિયમ પ્રમાણે ઘરમાં પેઠા. પણ હું તો માંદી છું" એમ અંદર સુતે સુતે ઉત્તર દઈ પાછા કહાડ્યા. જેથી તેઓ નિરાશ થઈ ત્હેના ઉપર ગુસ્સો કરી છાવણી તરફ વળ્યા.

કપતાનના હુકમ પ્રમાણે પોતાની કંપનીના દુરાચારી સીપાઈયોની શોધમાં ફરનારા વૃદ્ધ જમાદારો પણ રાતે છાની રીતે તેવા સીપાઇયોની ઓરડીઓ તપાસતા. અને તેઓ જતી વખતે બંદોબસ્ત કરીને જતા, પણ તે દિવસે બારણાં ઉઘાડાં રહી ગએલાં જોઈ તેમને શક પડ્યાથી ગામ ભણી તપાસ માટે ચાલ્યા.

**સરસ્વતિને** ઘેરથી નિરાશ થઈ પાછા ફરેલા સિપાઇયો રસ્તે ચાલતાં ચાલતાં તેણીનીજ વાતો કરતા હતા. તે શબ્દો સાંભળી તેમની કહેલી નિશાની ઉપરથી પેલા બાતમીદારો પણ **સરસ્વતિના** ઘરના પાછલા બારણા આગળ જઈ પોહોચ્યા. અને ત્હેના ઘરની સઘળી નિશાનીયો યાદ રાખી પાછા ફરવાનું કરતા હતા, તેટલામાંજ **સરસ્વતિના** બાળ હત્યાના પાપે પ્રગટ કરવા માટે પ્રભુએ પ્રેરણા કરી.

**સરસ્વતિએ** જે ગર્ભ પાડી ઉતાવળમાં ખાડો ખોદીને દાટેલો ત્યાં એક શિયાળ આવી ખાડામાંથી હાલ્લુ બ્હાર કહાડી ત્હેનું મ્હોડું છોડતું હતું. અને અસુરી રાતે ખડખડાટ થતો જોઈ પેલા સીપાઇયોએ આસપાસ જોવા માંડયું. પણ માણુસ નહીં જણાતાં હાંલ્લી તરફ યત્ન ચલાવતું શીયાળ તેમની નજરે પડયું. જેથી તેમાં શું છે તેનો તપાસ કરવા માટે શીયાળ પાસેથી છોડાવીને પેલી હાંલ્લી હાથમાં લઈ તેઓ પણ સવાર થતા પેહેલાં છાવણીમાં જવા નીકળ્યા.

**સરસ્વતિને** ઘેરથી નિરાશ થએલા સિપાઇયોને પોતાની શોધ કરનાર વિષે મુદ્દલ ખબર ન્હોતી. તેઓએ પુષ્કળ બુમો પાડ્યા છતાં તેણીએ બારણું ઉઘાડયું નહી એટલે સવાર થઈ જવાના ભયથી ઝટપટ પોતાની ઓરડીયો ભણી ચાલ્યા.

પેલા વૃદ્ધ વયના અમલદારોએ તેમની થતી વાતો સાંભળી હતી, પણ તેઓ શરીરે અશક્ત એટલે પોતાની હદ આવતા લગી કશુંજ બોલ્યા નહીં. જ્યારે છાવણી પાસે આવેલી જોઈ ત્યારે પેલા શોધ કરનારા અમલદારો તેમની

આગળ જાહેર થયા. અને તેમને જોતાંજ વ્યભિચારી સી-
પાઇયો ઝંખવાણા પડી કાલાવાલા કરવા લાગ્યા. પણ તે
વેળાએ થોડી રાત હતી એટલે એક પણ શબ્દ નહીંબો
લતાં આણેલી હાંલ્લીને એક ઝાડના ડાળે લટકાવી પોતે પણ
ઓરડીમાં જઇને સુતા.

સૂર્યોદય થતાંજ સઘળા સીપાઇગોની હાજરી લેવામા
પછી તેમાંના એક માણસે સાહેબ પાસે જઈ રાતે જો-
એલી સઘળી વાત કહી. અને ત્યાંથી આણેલી હાંલ્લી ઝાડ
પરથી નીચે ઉતારી પેલા કપતાન આગળ મુકી.

ભવિષ્ય કલ્પના કરી પરિક્ષા કરનારા વિશાળ બુદ્ધિ-
ના ઇંગ્રેજોના ગુણ કીર્ત્તિ અને તેમનાં સઘળા યો-
ગ્ય કામો જગત પ્રસિદ્ધ છે એટલે તે ગુણ કપતાનમાં હો-
ય એમાં આશ્ચર્ય જેવું નથી. પેલી હાંલ્લીનું મ્હોં બાંધેલું
જોઈ કપતાનના મનમાં અનેક શંકાઓ થવા લાગી. તેણે
વિચાર કરી હાંલ્લીને કાણું પાડી સૂક્ષ્મદર્શક યંત્રથી જોયું,
પણ તેમાં જીવવાળું કશુંજ દેખ્યું નહીં. જેથી હીંમત રા-
ખી તેણે પોતાના હાથે હાંલ્લીને છોડી જોતાં તેમાંથી કાચો
ગર્ભ જણાયો. તેથી કપતાનના આશ્ચર્યપણામાં વધારોજ થયો.
અને તુરત પેલી સ્ત્રીના ઘરની સઘળી નિશાનીગો બાતમી-
દારોને પુછી તેણીને છાવણીમાં બોલાવી મંગાવવા માટે બે
સીપાઇયો મોકલ્યા.

પોતાનું ગર્ભપાતનું કરેલું કૃત્ય કોઈ જાણતુંજ નથી.
એમ સમજી સ્થિર થએલી સરસ્વતિ સવારમાં ઉઠી ન્હો-
તી તે પેહેલાં પેલા મોકલેલા સીપાઇયોએ તેણીનું બારણું
ઠોક્યું. અને તેણીએ ઉઘાડ્યું કે પોતાની જોડે કપતાન
પાસે આવવા માટે તાકીદ કરી. નિશ્ચિંત થએલી સરસ્વ-

તિએ પ્રથમ તો પેલા આવેલા સીપાઈયોનું બોલવું હસવામાં કહાડયું. પણ જ્યારે તેમને પોતાના ખરાબ ઉપર આવેલા જોયા ત્યારે તે તૈયાર થઇ "મને કેમ બોલાવે છે" એમ પુછી કેટલાક શ્રૃંગારિક ચાળા કરવા લાગી. પણ "હમ કયા જાનેત" એવું તેમનું ગુસ્સા ભરેલું બોલવું સાંભળ્યું ત્યારે **સરસ્વતિ**ના મનમાં ખરો ભય લાગ્યો. અને ખેદ કરતી કપતાનને બંગલે ગઈ.

**સરસ્વતિ**ને પાસે આવેલી જોઈ તેને કશુંજ નહીં પુછતાં એક જગા ઉપર બેસાડી. અને પોતાના લશ્કરી ડાકટરને બોલાવી તેણીની પરીક્ષા કરવાનું કહ્યું.

ગર્ભપાત કરેલો હોવાથી **સરસ્વતિ**નો ચેહેરો ફીકો પડેલો હતો. તેણીનામાં ચાલવાની પણ પુરી શક્તિ નહોતી. અને તે સઘળું જોતાં કોઈ સાધારણ માણસ પણ પરિક્ષા કરે એમ હતું. એટલે ડાકટરે **સરસ્વતિ** સામું જોઈ તેણીએ આઠ દહાડાની અંદર ગર્ભપાત કર્યો હોય એમ ખાતીથી કહ્યું. જેથી તેટલીજ વાત સાંભળી લીધા પછી પેલા કપતાને ડાકટરને રજા આપી.

પોતાના વિશ્વાસુ બાતમીદારોએ કહેલી બાતમી વિષે કપતાનના મનમાં ખરી ખાતી થઈ. તરત પેલા વ્યભિચારી સીપાઈયોને બોલાવી તેમનો આખો પગાર દંડ કરી સખ્ત પેહેરો ભરવાની નોકરી આપી. જેથી તેઓને ત્યાંથી એક કલાકની પણ નવરાશ મળે એવું રહ્યું નહીં. જો કે સીપાઈયોની ખરાબ ચાલ સાંભળી કપતાનના મનમાં ભારે ક્રોધ ઉત્પન્ન થયો હતો. અને તેથી તેમને નોકરીમાંથી દૂર કરી શકત. પણ દયા આણી પેહેલી વખત માફ કરી તેમને ઘણોજ ઠપકો દીધો.

ડાક્ટરે કહેલી વાત સાંભળ્યાથી **સરસ્વતિને** ખરે-ખરો ભય લાગ્યો અને હવે શું થશે એવો હેના મનમાં વિચાર આવ્યાથી તે પુષ્કળ પસ્તાઈ છાની માની નીચું ઘાલીને બેઠી પેલો કપતાન સીપાઈયોનેજ શીક્ષા કરીને સ્થિર થયો ન્હોતો. પણ **સરસ્વતિ** જેવી સ્ત્રીને ખરી શિક્ષા એ પોહોંચાડવા માટે તેના મનમાં હતુંજ. તોપણ પ્રજા સબંધી ન્યાય કરવાનું કામ પોતાના અખ્તીયારમાં નહીં હોવાથી અલ્હાબાદના જડજ ઉપર એક કાગળ લખી પોતાના વૃદ્ધ સીપાઈસહ **સરસ્વતિને** પણ ત્યાં મોકલી દીધી. **સરસ્વતિના** પાપે કપતાનના મનમાં કાંઈ ઓછો જુસ્સો ઉત્પન્ન કર્યો ન્હોતો. જડજને લખેલા કાગળનો ભાવાર્થ એવો સખ્ત હતો કે તેણીને તુર્ત ઘટતી શિક્ષા કરે.

અલ્હાબાદની કોર્ટનો જડજ એક જર્મન જાતિનો હતો. અને ત્યાં આગળ બધી ભાષાનો જાણ એવો એના વિના બીજો એક પણ યુરોપિયન ન્યાયાધીશ ન્હોતો. **આણંદલાલ**ના વચનોને તાબે થઈ ગુન્હેગાર **ચંદ્રભાગાને** જે નવાબે આ કોર્ટમાં મોકલેલી તે પણ કોર્ટ ખુલતાં આવીને ઉભી રહી.

**ચંદ્રભાગા**ની દીલગીરી પણ ખરેખરીજ હતી. જો કે તેણીએ વ્યભિચાર કરવામાં અને દેશે દેશ રખડી મીઠાં ભાષણો કરી પૈશા લુંટવામાં બહુ કુશળતા મેળવી હતી તથાપિ સાક્ષાત્ યમપુરી જેવી કોર્ટમાં પોતાને ઉભી કરેલી જોઈ હેની સઘળી ઉન્મત્તાઇ ઉડી ગઈ. અને થરથર ધ્રુજતી પોતાનાં કૃત્યોનો પસ્તાવો કરવા લાગી. તે કચેરીમાં બેસી રડતી હતી, પણ પ્રત્યક્ષ યમરાજ જેવા કાળા ડગલા પેહેરી બીહામણા દેખાતા ત્યાંના સીપાઈયો

એવા ધુરકતા હતા કે તે બિચારીને જરા પણ બોલવા દેતા નહીં.

કચેરીનો વખત થતાંજ ન્યાયાધીશ આવીને પોતાની ખુરશી ઉપર બેઠો. અને અરજદારોનો સાદ પડાવી તેમની ફરીયાદો લઈ મુદતસર આવવા કહ્યું. તે જેવો સ્થિર થયો કે તે તક જોઈ **ચંદ્રભાગા**વાળું કામ લઈને સીરસ્તેદાર ત્હેની પાસે ગયો. અને તે કામના કાગળો નવાબના ફોજદારે એવા બનાવી મોકલ્યા હતા કે તે વાંચતાંજ ન્યાયાધીશને ક્રોધ ચઢ્યો. જેથી બેડેલી **ચંદ્રભાગા**ને પાંજરામાં ઉભી રાખવા માટે સીપાઇને હુકમ કીધો.

**ચંદ્રભાગા**ની સ્થિતિ આ વખતે કેવળ દયા ઉપજાવે એવી થઈ હતી. તે ન્યાયાધીશના સામી ઉભી રહી. એટલે તેણે પણ કેટલીકવાર લગી **ચંદ્રભાગા**સામું એક દ્રષ્ટીએ જોયું. તેણીનો ચેહેરો કેવળ નિસ્તેજ હતો. અતિશય દુઃખ અને ચીંતાથી ત્હેના તારૂણ્યનો રંગ બદલાઇ તે વૃદ્ધ જેવી દેખાતી હતી. અને **આણંદલાલ**ને ઘેર તે જે દેખાવમાં હતી તેમાંનું કાંઈજ રહેલું ન્હોતું તથાપિ પોતાની તિવ્ર બુદ્ધિથી પેલા ન્યાયાધીશે **ચંદ્રભાગા**ને ઓળખી કહાડી. **ચંદ્રભાગા**ને ઓળખી શકવાનું બીજું કારણ ન્હોતું. પણ **આણંદલાલ**ના રેહેતા શેહેરમાં આ ન્યાયાધીશ પ્રથમ આસીસ્ટંટ હતો. અને કામ પ્રસંગે તેમનું મળવું થતું. એટલુંજ નાહીં, પણ **આણંદલાલ** ઘણો હુંશીયાર હોવાથી તેમનો ખાનગી રીતે સ્નેહ પણ હતો ત્હેની સ્ત્રીને અહીં આટલે દૂર ગુન્હેગાર પ્રમાણે આવેલી જોઈ ન્યાયાધીશને બહુ આશ્ચર્ય લાગ્યું. પરંતુ કાંઇ નહીં બોલતાં અજાણ્યા જેવું ડોળ રાખી કામના કાગળો તપાસી **ચંદ્રભાગા**ને પુછ્યું.

અરે સ્ત્રી! ત્હારી નહારી વર્તણુંક માટે સઘળું કામ બનીને અહી આવ્યું છે. તું કોણ, કયાંની રહેનારી છે? અને ત્હારો ધણી હયાત છે કે નહીં? વિધવા હોઈશ તો સઘળો વૈરાગ્ય તજી આવી વર્તણું કે ચાલ્યાથી ત્હારી આબરૂતો ગઈ. પણ સરકારના કેદ ખાનામાં રહેવાથી શો લાભ થનારા છે? માટે ખરી વાત કહે ”

ન્યાયાધિશનું બોલવું સાંભળી **ચંદ્રભાગા** છેક ગભરાઈ ગઇ. તો પણ પોતાના અને **આણંદલાલ** વચ્ચે બનેલો ખરો હેવાલ તેણે છુપાવી રાખ્યો. અને કેવળ દયામણી સ્થિતિ કરી આંખમાં આંસુ લાવી બોલી કે—

સાહેબ! જેવી રીતે મુએલાં પ્રાણીયોનો ન્યાય કરવા માટે પરમેશ્વરે ધર્મ રાજાને નિમ્યા છે તેવીજ રીતે આ લોકમાં તમે છો. અને સારાં કે નરસાં કામો કરનારાં મનુષ્યોને યોગ્ય ન્યાય આપવાનું કામ આપનું છે. હું ધણીજ દુઃખી છું. મ્હારા ધણીએ મ્હને કહાડી મુકેલી અને તે લખનોરના નવાબ પાસે કાંઈ કામ માટે આવેલો તે વખતે અન્ન વસ્ત્ર મળવા માટેની મેં ફરીયાદી કરી હતી. પણ હું રહી અબળા, એટલે મ્હારૂં કોણ સાંભળે? ઉદ્ધત પુરૂષોના ધાર્યા પ્રમાણે ન બને એટલે ગમે તેવાં તર્કટ ઉભાં કરીને ગરીબ સ્ત્રીયો ઉપર જુલમ કરે; પણ તે સઘળી વાતનો વિચાર કરવો અને દયા લાવી યોગ્ય ન્યાય આપવો એ કામ આપ પાર પાડશો. પરણેલા ધણીએ કહાડી મુકીને તે મ્હારો સંગી થયો નહીં એટલે બીજાને તો દયા કયાંથી આવે? ” ઈત્યાદિ કહેતાં કહેતાં તેણીની આંખમાંથી એટલાં આંસુ પડવા લાગ્યાં કે કોઈ અજાણ્યા ન્યાયાધીશને તો દયા આવી સઘળું ખરૂંજ લાગે. પણ આ ન્યાયાધીશ

**આણંદલાલ**ની રીતભાતથી સારી પેઠે જાણુ હતો. એટલે તે વધારે વિચારમાં પડી ફરીથી પુછવા લાગ્યો કે—

તું હાલમાં કેવી રીતે પોષણ કરે છે? નવાબને ત્યાં ત્હારો ધણી આવેલો ત્હેનું તેં અપમાન કર્યું કે નહીં ? અને નવાબના ઘરમાં ત્હારી રહેવાની ઈચ્છા હતી કે નહીં?" આવા મુદ્દાના પ્રશ્નો પુછવાથી **ચંદ્રભાગા**ના પાપેજ તેણીને ઘેરી લીધી. જેથી તે પોતાનાજ બોલવામાં બંધાય એમ હતું. તેણે કહ્યું. ન્યાયાધીશ સાહેબ! જ્યારે મ્હારા ધણીથી મ્હારૂં પોષણ થવાનું સાધન પુરૂં પડી શક્યું નહીં ત્યારે ઘણીજ લાચારી સાથે મ્હારે વ્યભિચાર કરવો પડ્યો, નવાબને ઘેર આવેલા મ્હારા ધણી પાશે મેં માત્ર અન્ન વસ્ત્રો માગ્યાં. તે વિના બીજું બોલી નથી. હું મ્હારી જાતે વટલેલી છું એટલે ગમે ત્યાં રહેવામાં મને બાધ નથી."

**ચંદ્રભાગા**નું બોલવું સાંભળીને તથા લખનોરથી આવેલા કામના કાગળો જોઈને ન્યાયાધીશની અજાયબીનો પાર રહ્યો નહીં. અને આમાં ખરૂં શું હશે ત્હેની શંકા થવા લાગી. પણ થોડોક વિચાર કરતાં ત્હેને એમજ લાગ્યું કે **આણંદલાલે** આ સ્ત્રીને અતિશય સ્વતંત્ર કરી નાંખી તેથી આવું પરિણામ નિપજ્યું છે. જેથી શિક્ષા કરવાનું તેને યોગ્ય લાગ્યું. અને તુરત વેળા તે કામ બંધ રાખી **ચંદ્રભાગા**ને કોર્ટમાંથી બ્હાર લઈ જઈ કાચા કામના કેદીયોવાળી ઓરડીમાં મોકલી બીજા લોકોનાં કામો તપાસવા માંડ્યાં.

સાંજ પડી એટલે સઘળા કારકુનો પોતાનાં દફતરો બાંધી ઘેર જવા માટે અધિકારી ઉઠવાની વાટ જોતા હતા. અને ન્યાયાધીશ પણ કામ બંધ કરી શિરસ્તેદારને ઘેર

આવવાનું કહી ગાડીમાં બેશી ઘેર જતો હતો તેવામાં પેલા રામપુરની છાવણીમાંથી નિકળેલા સીપાઈયો **સરસ્વતિ**ને સાથે તેડીને આવતા ન્યાયાધીશને રસ્તામાં મળ્યા. પેલા ન્યાયાધીશની ઘોડાગાડી ઘણી ઝડપથી જતી હતી, પણ બંને બાજુપર ખભે બંદુકો મુકી ચાલતા લશ્કરી સીપાઈયોની વચ્ચે હાથમાં સોનાની ચુડ, કોટમાં હીરાકંઠી અને બીજાં આભૂષણો ઘાલીને ઠાઠમા ચાલનારી વિધવા **સરસ્વતિ**ને જોયાથી તેણે પોતાની ગાડી ઝટ ઉભી રખાવી પેલા સીપાઇયોને તે પુછવા લાગ્યો.

પેલા આવેલા શીપાઈયો પણ કચેરીમાંજ જવાના હતા. પણ રસ્તામાં ન્યાયાધીશ મળેલા જોઈ સલામ કરીને પોતે આણેલો લાખોટો આપી "સાબ યેહી ઓરત" એમ કહી **સરસ્વતિ**ને દેખાડી ત્યાંજ ઉભા.

રાજ્ય માર્ગપર ન્યાયાધીશની ગાડી એકાએક ઉભેલી જોઈ **સરસ્વતિ**ને જોવા માટે કેટલાક તમાશગીરો ઉભા રહ્યા. અને માંહોમાંહે તેના વિષે વાતો કરતા હતા. પણ તેથી **સરસ્વતિ**ને તો લગારે શરમ આવી ન્હોતી. ને પોતાના એવા ઠાઠથી ઉભી હતી કે જાણે તે યુરોપીયનન્યાયાધીશને ભોળવવાનેજ જતી હોયની એવી દેખાતી હતી.

સીપાઈયોએ આપેલો લાખોટો ફોડી તેમાં લખેલી કપતાનની હકીકત વાંચ્યા પછી આશ્ચર્ય પામીને કેટલીકવાર લગી પેલા ન્યાયાધીશે **સરસ્વતિ** ભણીજ જોવા કીધું. અને આવેલા શીપાઈઓના પેહેરામાં **સરસ્વતિ**ને બંદોબસ્તમાં રાખવાનું કહી કાગળ લઇને તે પણ ઘર ભણી ગયો.

**ચંદ્રભાગા**નું બોલવું સાંભળી લીધાથી તે જુઠી અને ખરાબ ચાલની છે એમ ન્યાયાધીશને સંપૂર્ણ ખાત્રી

થઈ હતી. અને વિધવા **સરસ્વતિ** માટે પણ પેલા લશ્કરી કપતાનની આવેલી ચીઠ્ઠી વાંચી જોતાં તુરતજ મનનું સમાધાન થયેલું એટલે વધારે પુછવા જેવું કશુંજ ન્હોતું. અને તે પોતે ડીસ્ટ્રીકટ ન્યાયાધિશના ઓદ્ધા ઉપર હતો એટલે સ્વતંત્રરીતે ન્યાય આપવાનો તેને અધિકાર હતો. જેથી તેમના કામનો જલદીથી ન્યાય આપવાનું તેને યોગ્ય લાગ્યું.

આખર સાલ આવેલી હોવાથી કામનો ભરાવો વિશેષ હતો. અને આવી સ્ત્રીઓની વાતોના મુકર્દમા કચેરીમાં આવ્યાથી તે જોવા માટે લોકોની મેદની ભરાતી, તેથી તેણે બીજે દહાડે ફેંસલો આપવા માટે રાતે સુતે સુતે મુસદ્દો કર્યો. અને લખતી વખતે પોતાના મનથી હસીને બોલ્યો કેઃ—

ઓહ ગોડ ! આ બંને સ્ત્રીઓના આવેલા કેસો ઘણા અજાયબી ભરેલા છે. **ચંદ્રભાગા**ને આટલી સ્થિતિએ પોહોચવાનું અનુમાન થાય છે તેમાં તો **આણંદલાલ** અને તેણીનાં માબાપો વિના બીજા કોઈને વધારે ધિઃકાર આપવા જેવું નથી. ખરેખાત ! હાલમાં નેટીવ લોકો તો કેવળ “હાફ ક્યાસ્ટ” જેવા ઢોંગ કરીને પોતાનેજ હાથે નિંદાય છે. અને એકે સ્થિર નિશ્ચય રાખતા નથી ! સઘળી ભાષાઓની માતા જેવી સંસ્કૃત વિદ્યામાં રચાયલાં પુરાતન શાસ્ત્રો—કે જેના આધારથી ઈંગ્રેજોએ પણ નામ ફેરવી સાર લઈને ઘણાક ગ્રંથો પ્રસિદ્ધ કર્યા છે. તેવી વિદ્યાનાં શાસ્ત્રોનો ઉપદેશ લેઇ તે પ્રમાણે ચાલવાનું હીંદુઓનું કામ છતાં જાણે બે દુખમના હોય, એમ કરી પારકા દેશની રૂઢીઓ પ્રમાણે ચાલે, તો શું તેમને શરમ ભરેલું નથી ? અલબત છેજ. હાલના જમાનાને અનુસરીને પૃથ્વીપતિ રાજાઓની ચાલતી વિદ્યા શીખ્યા વીના પેટ ભરવું મુશ્કેલ થઈ પડે.

અને તે કદી નહીં શીખવી એમ મ્હારો જરાએ મત નથી. પણ તેમના જેવી સ્વદેશાભિમાનની લાગણી કેમ નહીં રાખવી? હજારો માઈલથી ધન, અથવા કીર્તિ મેળવવા માટે ઈંગ્રેજો અથવા મ્હારા જેવા લોકો હિંદુસ્થાનમાં આવે છે. ઘણાં વરસો સુધી રહીને કેવળ વતની જેવા થઈ સઘળાઓની પ્રીતિ મેળવે છે, પણ તેઓ પોતાનો પોશાક કે રીતભાત બદલી હિંદુસ્થાની કેમ બનતા નથી? પણ અફસોસ! હિંદ વાસીયોની ઉંધી સમજ ઉપરી કે બીજી ભાષા શીખતાંજ તુરત બુટ, પાટલુન, સ્ટોકીંગ વીગેરે પેહેરી દારૂ અને મટનજેવા પોતાનાં શાસ્ત્રોમાં વર્જ કરેલા પદાર્થો ઉપર નજર દોડાવે છે. એટલુંજ નહીં, પણ પોતાની અજ્ઞાન કે જ્ઞાનશીલ પણ સ્ત્રીયોને "લેડી" જેવી બનાવી સાથે ફેરવીને આખરે ત્રાસ ભોગવે છે. શું તેમ કરવા માટે બિચારા સુધરેલા ઇંગ્રેજોએ કાંઈ ફરજ તો પાડીજ પાડી છે? "લવ" શું છે. તે કેવો અને કેટલો રાખવો એ વિશે જો કે ઈંગ્રેજોની વિદ્યા પ્રમાણે ચાલી સ્ત્રીયો સાથે વર્તવાનું ધારે, તે તો ઠીક; પણ જ્યારે તેમની વિદ્યાનું સરખાપણું કરવું, ત્યારે તેમના દેશના લાંબા અંતરનો વિચાર કેમ કરવો નહીં જોઇએ? હાલને માટે મ્હારાથી કશું કહેવાતું નથી. પણ થોડાં વર્ષો પેહેલાં મને મ્હારા ફ્રેંડોના લેટરો આવતા તેથી સમજાતું કે ઈંગ્રેજો જુઠું બોલતા નહીં સ્ત્રીયો બીજા પુરૂષો જોડે વાતો કરતી, ફરતી, પણ વ્યભિચાર કરવાની તેમની વૃત્તિ થતી નહીં. અને ધંધાના કામોમાં પણ પોતાના પુરૂષને મદદ કરતી. ગમે તેવા પણ પોતાનાજ ધર્મપર ખરી પ્રીતિ રાખતી. એવાં બધાં કારણોથી તે દેશના લોકો સુખ અને

સંપમાં રહી લાંબી જીંદગી ભોગવતા. તેવું હાલ હીંદમાં ક્યાં બને છે? અને જ્યારે તેમ થતું નથી, ત્યારે તેમની રીતભાતમાં પેશી પોતાનો ધર્મ, અથવા જુના વખતથી ચાલતી આવેલી રસમને છોડવામાં શો લાભ દેખતા હશે? જ્યારે હું **આણંદલાલ**ના શેહેરમાં હતો ત્યારથીજ ત્હેની રીતભાત મ્હારા જાણ્યામાં છે. કેવળ જુવાનીના મદમાં એકજ વિદ્યા શીખ્યાથી અભિમાનમાં અજ્ઞાન બનીને હીંદુઓના ધર્મથી અથવા તો તેમની રીતથી ઉલટુંજ ચાલતો હતો. શું બીજા હીંદુઓને સ્ત્રીયો નથી હોતી? પ્યાર નહીં દેખાડતા હોય? દેખાડે છે અને સંસાર ચલાવે છે. પણ જુના વખતના લોકોને નવી વિદ્યાનો વધારે અભ્યાસ નહીં, એટલે તેઓ તો દુનિયામાં બનતા દાખલામાંથી જેટલા પોતાના સાંભળ્યામાં આવે અને જેટલી પોતાનામાં બુદ્ધિ હોય, તેટલાજ ધોરણે સ્ત્રીપર પ્યાર રાખી સંસાર ચલાવે. પણ ઈંગ્રેજોની વિદ્યા શીખી તુંડમીજાજી અધુરા રહેનારા માટે આવુંજ બને છે. **ચંદ્રભાગા**ને બગડવામાં હુતો એમજ અનુમાન કરૂં છું કે હીંદુઓનાજ શાસ્ત્રોમાં એક કવિનું વચન મ્હારા વાંચ્યામાં આવેલું તેજ પ્રમાણે બન્યું હશે!

**शार्दूलविक्रीडितवृत्तम्.**

स्वातंत्र्यंपितृ मंदिरे चवसति र्यात्रो त्सवे संगति,
गोष्टी पुरुष संनिधान नियमो वासो विदेशेतथा;
संसर्गः सहपुंश्चली भिरसकृद्वृत्तेर्निजायाः क्षति,
पत्युर्वार्धक मीप्सितं प्रवशनं नाशस्य हेतुः स्त्रियाः ॥

**ભાવાર્થ**—"સ્વતંત્રપણે પિતાના ઘરમાં રહેનારી,

યાત્રા અને વિવિધ ઉત્સાહોમાં જનારી પુરૂષ સાથે સદા કાળવાતો કરનારી, હમેશાં પરદેશમાં રહેનારી, વ્યભિચારી ણી સ્ત્રીયોની સંગતિમાં ફરનારી અને વૃદ્ધ પતિ સાથે જેનું લગ્ન થએલું છે. એવી, તેમજ પારકાના ઘરની ઇચ્છા રાખનારી (ભટકનારી) આવી જે સ્ત્રી હોય તે, અથવા એ સઘળા પ્રકારો સ્ત્રીયોના સુધર્મ (પાતિવ્રત્ય પણાને નાશ કરનારા ગણાય છે."

વળી તે પોતે ગમે તેવાં આચરણોથી ચાલતો, બ્રાંડી વીગેરે લેતો, મન ગમતી ગમત કરી હવા ખાતો તે સઘળું તો ઠીકજ હતું. પણ સ્ત્રીયોને પણ પોતાનીજ સાથે લઇને બાગબગીચામાં ફેરવવી એવું એગનાં શાસ્ત્રોમાં કયાં છે? શું ત્હેને આનીચેના શ્લોક પણ સમજાયો નહીં હોય? કે—

## स्रग्धरा वृत्तम्.

उद्याने मद्यपाने परगृह गमने गीतनृत्येचहास्ये,
चापल्ये चातिलोभे पतिसुखमसुखे नित्यग्रामेचयाने;
भर्तु र्यनिचबाले जनकगृहगते स्वेच्छया वर्तमाने,
देवानां जागरेवा पतितकुलवधु शुद्धवंशे विजाता.

**ભાવાર્થ**—'બાગબગીચામાં નિરંતર ફરવું, મદ્યપાન કરવું, પારકાના ઘરમાં હમેશાં જવું, ગીત ગાવાં. નાચવું અથવા હાસ્યકારક તમાસા જોવા, અતિ ચંપળપણું, અતિ લોભિષ્ટ, પતિના સુખવિનાની, નિત્ય નિત્ય આગામથી બીજે ગામ જનારી, પતિ વિદેશમાં હોય, અથવા પાસે છતાં પણ બાળક હોય, બાપને ઘેર સદાકાળ રહેવાનું થતું હોય, સ્વઈચ્છા પ્રમાણે વર્તવાનું થતું હોય, દેવનાં મંદિરોમાં આ-

થવા બીજી જગાનાં જાગ્રૂરણોમાં એકલા જવું, એટલા પ્રકારમાંથી થોડાક પણ સ્ત્રીયોને વર્તવા માટે મળે, અને તે કદાપી ઉંચા કુળમાં જન્મ પામેલી હોય, તથાપિ વ્યભિચારમાં પડીને તે બાપના તથા સાસરાના કુળને એબ લગાડે છે.

હાલના કલિ મહાત્મવડે ચાલતાં સ્ત્રીયોનાં ચરિત્રોથી તેમને બગડવાના પ્રકારેથી અને પ્રીતિની યોગ્ય રીતિથી તદન અજાણ્યો રહેલો **આણંદલાલ** પોતાની પબ્લીક કીર્તિને અને નોલેજને અપવાદ આપી બેઠો છે. **ચંદ્રભાગા**ને તેણીની અજ્ઞાન બુદ્ધિમાંથીજ આવી સ્વતંત્રતા મળ્યાના કારણથી કેવળ ઉન્મત્તસ્વભાવ થઈ ગયો અને તેથી **ચંદ્રભાગા** પોતાના ધણીનું ઘર છોડી સ્વચ્છંદપણેથી રહી સુખ સેવાનું ધાર્યું હશે. તેમાં ત્હેનાંજ પાપી કર્મોએ તેણીને ઘેરી લેઈને અહીંયાં આણી મુકી છે. ઓલ્લો! તેણીનાં માબાપો તો કદાપિ અજ્ઞાન હશે એટલે તેમને વધારે દોષ દેવો ઠીક નથી. પણ **આણંદલાલે** કાંઈજ વિચાર કીધો નહી? શાસ્ત્ર શિક્ષણથી પોતે અજાણ્યો રહ્યો પણ બીજા વિદ્વાન્ શાસ્ત્રીયોનાં બોલાતાં વચનો સાંભળવાની પ્રગ્રેજોએ શું ના કહી હતી? પણ તે જાતેજ એવો તુંડ મીજાજી થયો! તેમના એક પુરાણમાં સાક્ષાત્ નારાયણનું વચન છે કે—

**अनुष्टप्वृत्तम्.**

**बाल याचा युव त्याचा वृद्धयावापि योषिताः**
**नस्वतंत्रेण कर्तव्यं किंचित्कार्यं गृहेष्वपि.**

**ભાવાર્થ**—સ્ત્રીયો બાળક હોય, યુવાન અથવા વૃદ્ધ હોય, તોપણ ઘરનાં જરા પણ કામોમાં સ્વતંત્રપણું સ્ત્રીઓએ કરવું નહિં. અ^ત સ્વતંત્રપણું નહીં.

હું બરોબર ધારૂ છું કે–પેલા લખનોરના નવાબને ત્યાંહાં ઘણાં કામ પ્રસંગે **આણંદલાલ**નું પણ જવું થાય છે. કારણ કે—નવાબના ચાલતા કેસમાં કાલની મુદતે હાજર નહીં રહેવા માટે તેનો રીપોર્ટ પણ છે. તેની અને નવાબની હાજરીમાં **ચંદ્રભાગા** ગમે તેવું બોલી પસ્તાવો કરાવ્યો હશે તે કારણથી આજે એણીને કચેરીમાં મોકલી છે. અલબત! બની આવેલા કેસમાં બીજો ગુન્હો સ્પષ્ટ જણાતો નથી. પણ ફક્ત **આણંદલાલ**નું અપમાન કરેલું તેટલા પુરતી ગુન્હેગાર ગણી આબરૂ લીધા બદલ "ઇંડીયન "પીનલ લો" ની કલમ ૪૯૯ મી પ્રમાણે ચાર્જ મુકવો જોઈએ. અને આસાન કેદની શિક્ષા ફરમાવેલી છે. પણ સખ્ત મજુરી સાથે શીક્ષા કર્યાથી માત્ર એટલુંજ દુરસ્ત લાગે છે કે—સ્વછંદ રીતે ફર્યાથી તેણીના મનમાં જે ઉન્મત્તાઈ વધી છે, તે કેદખાનામાં પડ્યાથી દુઃખ ભોગવતાંજ **આણંદલાલ**ના ઘરની પૂર્વ સ્થિતિનું સ્મરણ થતાં પસ્તાવામાં પડશે. વળી આ શિક્ષાની વાત જાહેરમાં આવશે તેથી કેટલીક હલકી મતિએ ચાલવાની ઈચ્છા રાખનારી સ્રીયોને તેમજ પોતાની [હીંદુઓની] રીતિ અને જ્ઞાતિને નહીં છાજતાં કામો કરવામાં તૈયાર થનારા અજ્ઞાન જેવા તુંડ મિજાજી કહેવાતા વિદ્વાનોને પણ એક અસરકર્તા ધડો મળશેજ. જેથી કોઈ પણ સમજુ વિદ્વાન તો આ દ્રષ્ટાંત સાંભળ્યાથી પોતાની સ્રીને અતિશય પ્યારને લીધે સ્વતંત્ર સત્તાધિશ નહીંજ થવા દે. અને તેણીની આગળ છાની વાતો કહ્યાથી અથવા છાનાં કામો કર્યાથી અપમાન થઈ જેમ **આણંદલાલ**ને દુઃખ ખમવું પડ્યું તેમ કોઈને પણ નહીં થાય. એટલા માટે કેદ રાખવાનો ઠરાવ રીતસર લાગ છે.

વિધવા **સરસ્વતિ**ના કેસની હકીકત વાંચ્યાથી હું બહુ દીલગીર થાઉં છું ન્હાનપણામાંથી વિધવા થતાંજ તેણીને કેવી રીતે રાખવી એ વાત તેણીનાં સગાં સાગવાઓ પોતાના જ્ઞાનથી તો કદાપી નહીંજ, પણ બીજા લોકોથી કેમ વાકેબ નહીં થયાં હોય? તેના પરિણામો આજે તેમના કુળને સદા હીણું લગાડવા જેવાં થયાં છે, એ માટે મારી કલ્પના એમ થાય છે કે **સરસ્વતિ**ને ન્હાનપણાથી પોતાના સાસરામાં પરસ્વાધિન પણે રહીને વર્તવું પડયું હશે. સગાઓમાં કોઈ દેખરેખ રાખનારૂં હશે નહી. તે દરમીયાન ધણીના મરણ પછી તેની સઘળી મીલકત પણ સ્વતંત્રપણે તેણીનાજ હાથમાં આવેલી હશે. કારણ કે હાલમાં તે એક ગુન્હેગારની મીશાલે આવી છે તો પણ તેની પાસે બે ત્રણ હજારના દાગીના છે. અને શું થશે તેની તો કશીજ ધાસ્તિ હજી સુધી તેણીના મ્હોડા ઉપર દેખાતી નથી. મૂળમાં તો સ્ત્રી જાતિનો સ્વભાવ એક ઓછા પાત્રમાં વધારે વસ્તુ ભર્યા જેવો હોય એટલે છલકાય; તેમાં સ્વતંત્ર રીતે ધનનો અધિકાર મળ્યા પછી ગાંડા જેવું મન કરી બીજી ખરાબ ચાલવાળી સ્ત્રીઓની સોબતથી નીચાં કામો કરે, એમાં અજાયબી જેવું શું છે? હીંદુઓનાજ શાસ્ત્રમાં છે કે—

> पानं दुर्जन संसर्गः पत्याच्च विरहोऽटनम्;
>
> स्वप्नो ऽन्यगेहेवासश्च नारीसं दूषणानिषट्.

**ભાવાર્થ**—"મદ્યપાન, દુર્જનની સંગતિ, પતિનો વિરહ, આમ તેમ ભટકવું, અતિશય સ્વપ્ના વસ્થા, અને બીજાના ઘરમાં નિરંતર બેસવું એ છ પ્રકારો સ્ત્રીઓને દૂષણ કર્તા ગણાય છે."

ઉપલા શ્લોકમાંથી કેટલાક દાખલા સરસ્વતિને બગડવામાં પણ લાગુ પડતા હોવા જોઈએ. વિધવા થયા પછી હીંદુશાસ્ત્રકારોના મત્ત પ્રમાણે કેમ વર્તવું તે વીશે થોડુંક વિચારવું યોગ્ય છે.

शिर सो वपनं कार्य तस्माद्धि धवया सदा ॥
एकाहारः सदाकार्यो नद्वितीयः कदाचन ॥ १ ॥
पर्यं कशायिनी नारी विधवा पातयेत् पति ॥
तस्म द्भू शयनं कार्यं पति सौख्यं समीहया ॥ २ ॥
नैवांगौ द्वर्तनं कार्यं नतांबु लस्य भक्षणं ॥
गंध द्रव्यस्य संभोगो नैव कार्य स्तया क्वचित् ॥ ३ ॥
तर्पणं प्रत्यहं कार्यं भर्तुः कुश तिलोदकैः ॥
तत्पितु स्तत्पितु श्चापि नाम गोत्रादि पूर्वकं ॥ ४ ॥
श्वेत वस्त्रं सदा धार्य मन्यथा रौरवं व्रजेत् ॥
इत्येवं नियमै र्युक्ता विधवापि पतिव्रता ॥ ५ ॥

**ભાવાર્થ—**

"માથાના કેસનું મુંડન કરાવ્યું હોય તેથીજ સદા વિધવા મનાય. અને તેણે એક હાર કરવો. ભૂમિ શયન, તાંબુલ ભક્ષણનો ત્યાગ કરવો, સુગંધિક પદાર્થો, દ્રવ્ય અને સંભોગથી દૂર રહેવું. તીલ, કુશ અને ઉદકથી (કુટુંબમાં કોઈ ના હોય તો) પતિનું તર્પણ કરવું, શ્વેત વસ્ત્રો ધારણ કરવાં, અને અન્યથા સુખ કે ઉપભોગાદિ પદાર્થોને રૌરવ સમાન માને તે વિધવા નારી પણ પતિવ્રતા ગણાય છે. તેજ પતિને સ્વર્ગમાં સુખની ઈચ્છનારી ગણાય; પણ તેથી ઉલટું ચાલે, તો તેનાંજ પાપ કર્મોથી પતિનો નર્કમાં વાસ થાય."

હવે જ્યારે તેમનાંજ શાસ્ત્રોમ કહેલાં નીતિનાં વચ- નો પ્રમાણે હીંદુઓ ચાલે નહીં, ત્યારે તેનો અવળો અર્થ કરી અવળે રસ્તે ચાલવું, અને દુનિયામાં કાળ પ્રમાણેચા- લવાનું છોડી દેવું શું સારૂં છે? વિધવાઓને પુનર્લગ્ન ક- રાવી ગર્ભપાતના ગુન્હા અટકાવવા એ કામ ઓછા પુણ્ય- નું નથી. પરાશર સ્મૃતિ ઈત્યાદિ ગ્રંથોમાં કહેલું તો છે; પણ હાલમાં કદાપિ પુનર્લગ્નની થોડીજ છુટ આપે, તો કેટલીક પંકાયલી ઉંચી ન્યાતીઓમાં મોટો અવરોધ આવે. માટે એ ચાલ ઉંચી વર્ણમાં બંધ રાખ્યો છે તે જીણો વિ- ચાર કરતાં ઠીક ધારૂંછું. તેમ માનવાને કારણો પણ છેજ. તોપણ જ્યારે છાનો છાનો વ્યભિચાર સેંકડો માણસો જોડે કરવો, અને ઈશ્વરનાં ચોર બની તે પાપ ઢાંકવા માટે કુ- મળા ગર્ભને પાડવો તે કરતાં તેવી ધણીના મરણ પછી પણ વૈરાગ્ય નહીં લાવતાં સંસારનું સુખ લેવાની આશા રાખનારી સ્ત્રીયો ફક્ત એકજ પુરૂષના ઘરમાં પુર્નલગ્ન તરીકે નહીં, પણ પોતાની ઈચ્છા પુરી કરવા માટે રહે, તો શું ખોટું ધારવાનું છે? તે ચાલ નહીં રાખ્યાથી શું સ્ત્રીયો વ્યભિચાર નથી કરતી? અલબત કરે છે. કળિયુ- ગની સ્ત્રીયો કદી પણ પોતાની જુવાનીનું જોર લાવી શકે નહીં. અને એવા ઘણા દાખલા ઈન્ડીઆમાં અથવા તો અમારા ભણીના બીજા મુલકોમાં પણ બનેલા સાંભળ્યા છે. કેટલીક વખતે આ કોર્ટમાં પણ તેવા કેસ આવ્યા હતા. **સરસ્વતિનો** ગુન્હો તે ઈશ્વર પણ કેમ માફ ક- રી શકશે! તેણીએ તો રાજા અને ઈશ્વર એ બંનેનો ગુ- ન્હો કર્યો છે. રાજા પ્રજાનું રક્ષણ કરવા તરફ પોતાના મનનું વલણ રાખનારા રેજીમેન્ટના સીપાઈયોને પણ **સરસ્વતિ**

એ અવળે રસ્તે ખેંચી લીધા છે. માટે તેને સખ્ત શીક્ષા થવી જોઈએ.

**સરસ્વતિને** બગડવા અને પાપ કર્મોમાં તત્પર થવાનાં કારણોમાં મુખ્ય તો તેણીની પાસે દ્રવ્ય સત્તા આવેલી તેજ છે. એટલે તે સઘળું દંડના પેટામાં વસુલ કરી લેવું જોઇએ. અને ગર્ભપાતના ગુન્હાનું પ્રમાણ ઈન્ડીયન પીનલકોડની કલમ. ૩૧૨ પ્રમાણે વધારે વર્ષ સખ્ત કેદની શિક્ષાનું છે. પણ સ્ત્રી જાતને ઇશ્વરે અજ્ઞાનજ ઘડેલી એટલે તેને કોઈ સારો બોધ આપનારૂં મળેલું નહીં હોય તેથી આવાં કામો કરેલાં હશે. માટે વધારે દોષ તેને અપાતો નથી. થોડીક રહેમ નજર રાખીને તેણીને ફક્ત દોહોડ વર્ષની સખ્ત મજુરી સાથેની શિક્ષા કરૂં તો તેટલી બસ છે. પછીથી ધનવિના તેણીને આટલું બધું ઉન્મતપણું સુઝશે નહીં એમ મ્હારી કલ્પના થાય છે."

એ પ્રમાણેના વિચારનો ઠરાવ કરી બીજે દીવસે કોર્ટ ખુલતાંજ તેણે **ચંદ્રભાગા** અને **સરસ્વતિને** બોલાવી. વિધવા **સરસ્વતિએ** પોતાની બ્હેનને પણ ગુન્હેગાર બનીને આવેલી જોઈ તેઓ એકમેકનાં મનમાં ખેદ પામવા લાગ્યાં. અને પુછવાનું કરતાં હતાં, પણ સીપાઈયોના ભયંકર દેખાવથી ડરીને કશુંજ બોલી શક્યાં નહીં. પેલો ન્યાયાધિશ સેહેજસાજ હકીકત પુછ્યા પછી બોલ્યો કે—

બાઈયો ? તમારામાંની **ચંદ્રભાગા** જાતે સૌભાગ્યવતી છે. તેણીએ જીવતા લગી પોતાના ધણીના ઘરમાં રહેવુંજ જોઈતું હતું. તે છતાં આવાં ખોટાં બ્હાનાં કહાડી ધણીનું ઘર છોડી સ્વતંત્ર ફરી બીજા લોકોમાં વ્યભિચાર

ફેલાવવો, અને બીજી ડાહી સ્ત્રીમો જેઓ ધણીનો સંસાર ચલાવતી હોય, તેમને પણ પોતાનાજ જેવી કરવી એવું હાલનું તેણીનું વર્તન જણાય છે. **આણંદલાલ** જેવા પ્રતિષ્ઠિત વિદ્વાનનું અપમાન કર્યું, તે કાંઈ ઓછું નથી. અને બીજાં એક્ંદરીગાં કેટલાંક કારણો ઉપર વિચાર કરી તેણીની કશી તકરાર નહીં સાંભળતાં બે વર્ષ સખ્ત કેદખાનાની સજા કરવામાં આવી છે પોતાની સ્ત્રીયોને આમ પેહેલથીજ અતિશય સ્વતંત્ર રીતે રાખનારા પુરૂષોને આ કાંઈ ઓછું શરમ ભરેલું નથી !

**સરસ્વતિ** જાતે વિધવા છે. વિધવાઓએ કયા વેશગાં રહી પોતાની જીંદગી પુરી કરવી તે તો તે બીલકૂલ સમજી નથી. અથવા તેણીને ઉપદેશ આપનારૂં પણ કોઈ નહીંજ મળ્યું હોય. આવી સ્વતંત્ર ધનસત્તાથી નહીં રહેવા દેવા માટે તેની ન્યાતવાળાઓએ પણ બંદોબસ્ત કરવો ઘટતો હતો. તે માટે એટલુંજ ઠરાવું છું કે—આજ પછી કોઈ વિધવાને તેના ધણીના મરણ પછી સઘળીસત્તા આપશે, અને તે અભિમાની થઈ કદાપી **સરસ્વતિ** જેવાં **ગર્ભપાતનાં કામો કરી ન્યાય કરનારાઓને કંટાળો આપશે, તો ન્યાતવાળાને પણ તેવા ગુન્હામાં મદદગાર ગણી શિક્ષા કરવામાં** આવે. એવો કાયદો કરવા માટે સરકારમાં પણ હું રીપોર્ટ કરીશ. શાથી કે પોતાની ન્યાતીનો બંદોબસ્ત કરવો એ ન્યાતવાળાનું કામજ થઈ પડે તો ઉત્તમ ગણાય !

**સરસ્વતિએ** અજ્ઞાનતાને લીધે બે ત્રણ ગુન્હા કર્યા છે. અને તે સઘળાની શિક્ષા ઘણી થાય. પણ નામદાર સરકારે તેના ઉપર રહેમ નજર રાખીને ફક્ત દોઢોડ વર્ષની સખ્ત કેદની શિક્ષા ઠરાવી છે. અને તેની પાસેનો સઘળો

અવેજ દંડ પેટે વસુલ કરી લેવાનો છે."

ઠરાવ વાંચી સંભળાવતાંજ પાસે ઉભેલા સીપાઈયો પણ ન્યાયાધિશના હુકમની વાટ જોતા હતા. તેમણે તુરતજ **સરસ્વતિ**ના અંગ ઉપરનું સઘળું ઘરેણું ઉતરાવ્યું અને એક જાડુ કાળુ લુગડું ( કોદરીયું ) પેહેરવા આપવા માટે જેલરને જણાવ્યું.

જે **સરસ્વતિ**એ વિધવા થયા પછી આજ સુધીમાં જાતજાતનાં લુગડાં પેહેરેલાં, સોભાગ્યવતી જેવાં ઘરેણાં ઘાલી માથાના વાળ વધારી તેમાં સુગંધિક તેલ ઘાલી એક વારાંગનાનું રૂપ ધરી રાતને વખતે પુરૂષોને છળવા માટે ફરતી, અને સઘળી પ્રકારની નીશો કરી ધર્મ વિરૂદ્ધ ચાલીને પણ આનંદમાં દિવસો કહાડી વિધવાવસ્થાને ભૂલેલી, તેજ **સરસ્વતિ**ને આ વખતે સઘળું ઉતારી આપી એક નીચ વર્ણની સ્ત્રીયોને પહેરવા જેવું લુગડું પહેરી કેદમાં જવાનું સાંભળી કેટલો ખેદ થયો હશે ? તે બિચારી રડતી રડતી **ચંદ્રભાગા** તરફ દયામણું મ્હોં કરી જોવા લાગી. પણ તે જાતેજ ગુન્હેગાર બની કેદમાં જવા તૈયાર થએલી એટલે તેની આગળ બોલવું કેવળ વૃથાજ હતું. તેણીએ ન્યાયાધિશ આગળ રડતે રડતે કાંઈ બોલવા માંડયું. પણ પેલા યમરાજ જેવા ઉભેલા શીપાઈઓએ એક શબ્દ પણ નહીં બોલવા દેતાં હુકમ પ્રમાણે લઈ ગયા.

**સરસ્વતિ** કેદમાં ગઈ એટલે **ચંદ્રભાગા**ને લેઈ જવાની પણ સીપાઈયો વાટ જોતા હતા. તેણીએ ન્યાયાધિશ આગળ કહ્યું કે—સાહેબ ! મેં કહેલી હકીકત તો ખરી છે. પણ તમને ખોટી લાગી હોય તો આટલી વખત માફ કરો. હવે પછી તે માટે તમે હુકમ કરો તો ધણીના ઘર-

નું દુઃખ પામીને પણ તેને ઘેર રહું.

અરે દૈવ ! અહીંયાં તે કોને દોષ દેવાનો છે ? ! જે વાતમાં મેં સુખ માન્યું અને અવિચારથી જે જે યુક્તિઓ કરી તેજ કુંડાં કર્મોએ ન્યાયાધિશની બુદ્ધિ ફેરવીને મને દુઃખસાગરમાં જીવતીજ મરવા જેવી કરીને નાંખી ! !" તેણીને પુષ્કળ ખેદ થવા લાગ્યો, પણ તે વધારે બોલી શકી નહીં. અને લથડતે પગે સીપાઈયોની આગળ ચાલીને કેદખાના ભણી ગઇ.

બંને સ્ત્રીયોના ચાલતા મુકરદમા વખતે પુરૂષોની મેદની પણ એટલી ભરાઈ હતી કે કચેરીમાં ઉભા રહેવાની જગ્યા જડતી ન્હોતી. તેમને કેદમાં મોકલવાનો ઠરાવ વાંચી સંભળાવતાંજ કેટલાક તમાશગીરોને બહુ આશ્ચર્ય લાગ્યું. અને પોતાને ઘેર જઇ લોકોનાં ટોળાં ભરી તેમાં બેસીને પણ આ વાત કરતા હતા, જે સ્ત્રીયો પુરી વ્યભિચારી હતી તેઓ આ શિક્ષાની વાત સાંભળી પ્રથમ તો ન્યાધિશની નિંદા કરતી, પણ એકલી વખતે પોતાના મનને પણ **ચંદ્રભાગા** અને **સરસ્વતિ**ની બનેલી વાતથી અસર કરતી હતી.

આ બે કામોનો નિકાલ કર્યા પછી **બે ચાર** સેશનનાં કામો જોઈ સાંજ પડચાથી ન્યાયાધિશ પણ પોતાને ઘેર ગયો. અને **આણંદલાલ**ને એક ખાનગી નોટ લખી તેમાં સખ્ત ઠપકો આપવાનો તેનો વિચાર થયો.

---

# खण्ड ६ ठो.

## સમાપ્તિ.

કેદની મુદત પુરી થતાંજ **ચંદ્રભાગા**ના પેહેલી સ-

**રસ્વતિ** કેદમાંથી છુટી. અને કોઈ શેહેરમાં જઈને વસવાનો વિચાર તે કરતી હતી. પણ સર્વ શક્તિને પુષ્ટિમાન કરનારૂં દ્રવ્યનું સાધન દંડમાં ગયાથી તે એક ગાંડા જેવી બની ગઈ. અને પોતાનાં તરૂણપણાનાં અવિચારી કૃત્યોને ધિ-ક્કારતી પોતાના બાપના ઘર ભણી જવાને નિકળી. તે વિ-ધવા થયા પછી કદી પણ બાપને ઘેર ગઈ ન્હોતી. અને કે-દના સુખથી તેણીની શરીરાકૃતિમાં બહુ ફેરફાર થયો હતો. તેથી બાપને ત્યાં આવા દરીદ્રી સરખા વેશે જઈને શો ઊત્તર દઈશ તે વિષે ત્હેને કાંઈ સૂઝ પડી નહીં. જેથી કે-ટલીક વાર લગી એક રાજમાર્ગપર બેઠે બેઠે વિચાર ક-રવા લાગી.

અલ્હાબાદથી કનકાવતી નગરી ઘણી દૂર હતી. અને ત્હેની પાસે એક પાઈ સરખી નહીં રહ્યાથી ત્યાં પોહોચ-વાની તથા રસ્તામાં ખાવાની તેણીને ભારે ચિંતા પેઠી. કેટલાંક ગામડાંના મ્હોટા શાવકારો પાસે તેણે ગરીબાઈથી વીનંતી કરી કનકાવતી પોહોચવા માટે પૈશા માગ્યા. પણ ત્હેની વ્યભિચારી આંખ્યની પરીક્ષા થયાથી કોઈ પણ મા-ણસે એક પાઈ સરખી આપી નહીં.

અરેરે ! **સરસ્વતિ**નાં પાપિષ્ટ કર્મોની શિક્ષા થ-વામાં કશીજ બાકી રહી ન્હોતી. જેમ જેમ ત્હેની ઉપર વધારે દુઃખ પડતું ગયું તેમ તેમ સઘળો ગર્વ દૂર જઈ પરમેશ્વર એક સૃષ્ટિ પાલક છે અને પાપી પ્રાણીયોને દંડ દે છે." એમ ત્હેને ખરૂં લાગ્યું. જેથી તે પગેપગે "અરે રામ" શબ્દો કરી નિશ્વાસ નાંખતી હતી. અજાણ્યાં ગા-મોને રસ્તે ચાલતાં તેણીને ત્રણ અપવાસ થયા પણ કો-ઈએ ખાવાનું આપ્યું નહીં તેથી ચાલવાની શક્તિ પણ

ઓછી થઈ ગઈ હતી. તે બીચારી થાકીને એક ઝાડ નીચે બેશી પોકેપોક મુકી રડવા લાગી. જો કે મીરજાપુર નામનું શેહેર ત્યાંથી ત્રણ ચાર ગાઉ ઉપર હતું, પણ **સરસ્વતિને** અન્ન વિના ચાલવું તે એક સમુદ્ર તરવા જેવું હતું. અને હવે તેણે જીવવાની આશાજ રાખી ન્હોતી. પણ દયાળુ પરમેશ્વરે ત્હેને દેહાંત શિક્ષા આપવાનું નહીં ધારતાં જગતમાં ત્હેની પુરી ફજેતી કરાવી દુઃખ પમાડીને મારવી હતી. એટલે તુર્ત તેણીનામાં હીંમત આવી. અને ત્યાંથી ઉઠી સાંજ પડતા સુધીમાં મીરજાંપુરમાં જઈ પોહોચી.

મીરજાંપુર શેહેર મુસલમાનોનીજ વસ્તીવાળું હતું. પરન્તુ તેમાં ઘણાક હીંદુઓ દયાળુ અને ધનાઢ્ય રહેતા હતા. તોપણ અજાણી **સરસ્વતિને** ખબર નહીં હોવાથી નિરાશ થઈ પુછતી પુછતી હિંદુના મેહેલ્લામાં ગઈ. અને એક મ્હોટી હવેલી જોઈ તેમાં સારાં ગ્રહસ્થ પાસે જઈ "પોતે દુખી મુસાફર છે" એવી હકીકત કહી રડી પડી.

**સરસ્વતિનું** રડવું ખરા અંતઃકરણનુંજ હતું. કેમકે આજ લગીમાં ત્હેને પણ કાંઈ ઓછું દુઃખ પડેલું ન્હોતું. તેણીની દયામણી સ્થિતિ જોઈ. અને વાત સાંભળ્યાથી પેલા શાવકારને દયા આવ્યાથી તે દીવસે ખાવા પીવાની સારી બરદાસ્ત કરી. અને બીજે દીવસે આગગાડી જે વખતે ટીકીટ કરાવી આપવાની પણ પેલા શાવકારે **સરસ્વતિને** ધીરજ આપી. જેથી તે દીન વીનતી કરી ઘણો ઉપકાર માનવા લાગી. ગાડીનો વખત થતાંજ તેણીને પાંચ રૂપઈયા રોકડા આપ્યા. અને પોતાના ગુમાસ્તાને ત્હેની જોડે સ્ટેશનપર મોકલી ટીકીટ કરાવી આપવા કહ્યું.

**સરસ્વતિ**ના રંડાપાની વાતથી **દયાશંકર** બહુ દીલગીર રહેતો હતો. તેણીને તેડવા માટે વિચાર કરતો હતો, પણ બે વર્ષની અંદર મ્હોડું નહીં દેખાડું" એ વાત ત્હેના મનમાં આવ્યાથી તેણીની દુખી અવસ્થા વિશે નિરંતર ચિંતા કરતો હતો. એટલામાં **સરસ્વતિ**નું પણ ઓચિંતુ આવવું થયાથી **દયાશંકર** પુષ્કળ હર્ષ પામ્યો.

મનુષ્ય જાતપર દુઃખ પડ્યાથી ત્હેની શરીરાકૃતિમાં ફેર થવાનો દાખલો **સરસ્વતિ**ના શરીર ઉપરથી સ્પષ્ટ જણાતો હતો. પતિના મરણ પછી સઘળું દ્રવ્ય આવ્યાથી તે જેટલી મસ્ત બનેલી તેટલુંજ દુઃખ કેદખાનામાં ભોગવ્યાથી એવી દુબળી દેખાતી કે જાણે થોડાજ મહીનામાં મરી જશે. **સરસ્વતિ**નું રંડાપલું છતાં, પણ કેવળ મંદવાડ ખાઈને ઉઠયા જેવું શરીર જોયાથી **દયાશંકરે** ત્હેને પુછયું પણ પોતાનાં નીચ કર્મોને બદલે દુઃખ પામી સુકાઈ ગએલી તે વાત નહીં કહેતાં "મ્હારૂં નશીબ" એટલું બોલી આંખમાંથી આંસુ પાડવા લાગી.

**સરસ્વતિ**નાં કર્મોથી **દયાશંકર** અજાણ્યો હતો એટલે ત્હેના રડવાનું કારણ "વિધવાવસ્થામાં બરદાશ કોણ કરે?" આવું સમજ્યો. અને તે દિવસથી ત્હેના મન ગમતું સારૂં સારૂં ખાવાનું કરવા માટે ત્હેને કહેતો. એટલુંજ નહીં, પણ તે 'ના' કહી દુઃખ કરતી તો તેણીના મનનું સમાધાન કરીને પણ ખવરાવતો હતો.

**સરસ્વતિ** જો કે ન્હાની અને વિધવા થયાથી **દયાશંકર**ને બહુ દુઃખ થતું તથાપિ ત્હેના કરતાં **ચંદ્રભાગા** ઉપર તે વધારે પ્રીતિ રાખતો હતો. અને તેણીનો પ-

ત્ર આવતો ન્હોતો તેથી ચિંતા કરી **સરસ્વતિને** પુછવા લાગ્યો કે—

બેટા! મ્હારા વૃદ્ધાપકાળમાં સંસારના સુખથી ઠરવાનું તો તમે બે પુત્રીયોને જોઈને હતું. તેમાં ત્હારી આવી દુખી દશા જોઈને મને બહુ ખેદ થાય છે. અને મ્હારે તો હવે જીવતાંજ બળવા જેવું થયું. પણ ઈશ્વર આગળ માણુસનો ઉપાય નથી એટલે જ્યાં ત્યાં મનનું સમાધાન કરીને પાપી પેટ ભરવાનું છે !! **ચંદ્રભાગાનો** કદી પણ કાગળ આવતો નથી. ત્હારી માનો પણ કાળ થયાથી હવે હું તો પુરો દુખી થયો છું. પણ તમે બન્ને પુત્રીઓ થોડા થોડા મહિના મ્હારી પાસે રહો તો સઘળું દુઃખ વિસારે પાડી ઇશ્વર ભજન કરી મ્હારા વૃદ્ધાપકાળનું હું સાર્થક કરૂં.

**ચંદ્રભાગાને** બોલાવવાની વાત જ્યારે **સરસ્વતિએ** સાંભળી ત્યારે હર્ષ પામવાને બદલે તેણીનો ચેહેરો એકાએક નિસ્તેજ થઈ આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. તે પોતાનું મ્હોં ઠેકાણે રાખી બીજી આડીઅવળી વાતો કરીને મન સ્થિર રાખવાનું કરતી. પણ પોતાની બ્હેનને અને પોતાની જાતને કેદખાનામાં પડેલાં દુઃખો, કરેલાં અઘટિત પાપ કર્મો અને તે સઘળાં કૃત્યોનો પરમેશ્વર તરફથી મળેલો બદલો એ સઘળું સાંભરી આવ્યાથી તેણીના મનમાં કુદરતી દીલગીરી એજ પ્રવેશ કર્યો હતો. **ચંદ્રભાગાની** વાત પુછ્યાથી **સરસ્વતિને** વધારે શોકાતુર જોઈ **દયાશંકર** પણ ભારે વીચારમાં પડયો. અને ત્હેને એકાએક રડવાનું કારણ પુછવાનો એટલો બધો આગ્રહ કર્યો કે જેથી પોતાની સઘળી વાત છાની રાખીને **ચંદ્રભાગાએ** કેદમાં પડતા સુધી શું શું દુઃખ ભોગવ્યું તે સઘળું પોતાના જા-

ણ્યામાં હતું તેટલું કહ્યું. **ચંદ્રભાગા**ની વાત કહેતાં કહેતાં પોતાનું દુઃખ સાંભરી આવ્યાથી **સરસ્વતિ**નું રડવું પુષ્કળ થએલું હતું. પણ મ્હોટી પુત્રીનાં ચરિત્રોની વાત સાંભળવામાં **દયાશંકર**નું મન ગુંથાયલું હતું, એટલે તેણીને માટે કશોજ વ્હેમ આવ્યો નહીં અને નિશ્વાસ નાખી સઘળું સાંભળી લીધું. **ચંદ્રભાગા**ની વાતની **સરસ્વતિ**ને ક્યાંથી ખબર પડી તે વિશે **દયાશંકર**ના મનમાં ઘોટાળા વળતા હતા. અને તે પુછનાર હતો. પણ **સરસ્વતિ**એ કહેતી વખત એવી ગોઠવણથી કહેલી કે જાણે તેણે પણ સાંભળી હોય. જેથી **દયાશંકર**ની શંકા રહેવા જેવું ન્હોતું.

વાંચનાર! શુદ્ધ પોતાનાજ બાપના વિર્યથી ઉત્પન્ન થનારા પુરૂષને પણ પારકી સ્ત્રીની અયોગ્ય વર્તણુક જોઈ કે સાંભળીને રૂવાં ઉભાં થાય છે. અને ત્હેના ઉપર દુષ્ટ વૃત્તિથી જોનાર પુરૂષો કદાપિ પોતાનીજ સમક્ષ અઘટીત પાપ કરતા દેખીને સબંધ વિના પણ ત્હેની જોડે લઢાઈ કરી તેવી અબળાને બચાવે છે. અથવા તેવી દુષ્ટ વર્તણુકની સ્ત્રીયોને પણ શિક્ષા કરવાનું શુરત્વ તેવા પરોપકારી પુરૂષોના શરીરમાં આવે છે. ત્યારે પોતાનીજ પુત્રીની વાત સાંભળ્યાથી **દયાશંકર**ના મનમાં અતિશય ખેદ થાય એમાં આશ્ચર્ય જેવું કાંઈજ ન્હોતું.

**ચંદ્રભાગા** કેદમાં ગયાનું જ્યારે **સરસ્વતિ**એ કહ્યું, ત્યારે તેણીની ખરાબ ચાલ વિષેના **દયાશંકર**ના મનમાં હજારો વિચાર થવા લાગ્યા. અને તે કેવળ શોકાતુર થઈ સ્તબ્ધ બનીને બેશી રહ્યો. **સરસ્વતિ**એ રસોઈ કરી હતી પણ તે જમ્યો નહી. અને તે વેળા તેનો ચહેરો એટલો ક્રોધી થયો હતો કે કદાપિ **ચંદ્રભાગા** ત્યાં હોત, તો તે

મારી નાંખ્યા વિના છોડત નહીં. પણ થોડોક શાંત થઇ હેના પુરૂષનેજ ધિઃકાર આપીને **દયાશંકર** બોલ્યો કે—

અરેરે! **આણંદલાલ**ના ડહાપણ ઉપર કેચળ ધુળ પડી છે! હેના જેવા વિદ્વાન અને સમજુ કરતાં એક અભણ જડ ભરત જેવો જમાઇ સારો હોય. કેમકે તે કહ્યા પ્રમાણે પોતાની સ્ત્રીને સ્વાધિનમાં રાખે; પણ એમાં **આણંદલાલ**નો કશોજ દોશ નથી. હે ભગવાન્! આમાં તો માત્ર મ્હારીજ આબરૂ ગઈ છે! મ્હને પણ ધિઃકાર છે કે ન્હાનપણમાં અતિશય લાડ લડાવી ઘરનો સઘળો કારભાર સોંપ્યો હેનુંજ આ પરિણામ! તે સ્વચ્છંદતાના ઉ-ત્પન્ન થયેલા વૃક્ષથી મ્હારે આ જગતમાં નીચું ઘાલીને ફરવું પડશે. અરે હું મૂર્ખ! મ્હારા વૃદ્ધાપકાળમાં લોકોનાં કેહેણ સાંભળીને મ્હારે તો વગર અગ્નિએ બળીજ મર-વાનુ! એવી નામ બોળુ પુત્રીનો શોધ કરીને હેને મારી નાખવામાં પણ પરમેશ્વર કાંઈ મને પાપી ગણનાર નથી. વિક્રમ જેવા મહા પ્રતાપી પરદુખભંજન ચક્રવર્તી રાજાને પણ કોઈ વૈતાળ નામના કવિએ કહેલું છે કે—

એવી રીતે ખેદ કરી પોતાના આત્માને ધિઃકારીને અ-તિશયચીંતાતુરથયો. પણ તે વાત કોઈને કહી નહીં. **સરસ્વ તિ**એ કહેલે ઠેકાણે **ચંદ્રભાગા**ની શોધ કરવા માટે તે ગ-યો. અને સઘળું ઘર પણ તેણીનાજ વિશ્વાસપર સોંપ્યું.

**દયાશંકર**ને અતિશય ક્રોધિષ્ટ થઇ **ચંદ્રભાગા**ને મા-રી નાખવાની શોધમાં ગએલો જોઈ પોતે કહેલી વાતથી **સરસ્વતિ** બહુ પસ્તાવા લાગી. પણ હેનો ઉપાય રહ્યો ન્હોતો. અને પોતાની વાતો પણ હેના જાણ્યામાં ન આ-વે એવી પરમેશ્વર પ્રત્યે વીનવણી કરી બાપનાજ ઘરમાં રહી.

**સરસ્વતિએ** પોતાના તારૂણ્ય મદને લીધે થોડાક મહિના વ્યભિચાર કરીને સ્વર્ગ સમાન સુખ માનેલું, પરંતુ તેણીનાં જન્મ વખતેજ "ભાગ્યહીન" ના લેખ લખેલા હતા. જો કે **દયાશંકર** સઘળું ઘરબાર સોંપી ગયો હતો. અને થોડાક રૂપૈયા આપ્યા હતા. પણ **ચંદ્રભાગા**ની કલંકિત વાર્તા સાંભળ્યાથી ઘણે ભાગે પુત્રીયો ઉપરનો વિશ્વાસ ઉઠી ગયેલો હતો. જેથી ઘરનો થોડોક ભાગ ઉઘાડો રાખી બીજે ઠેકાણે તાળા મારી કુંચીયો પણ સાથે લઈ ગયો હતો. ઘરમાં જોયતી અગત્યની વસ્તુઓ મંગાવવા માટે તેણીને અહીંયાં પણુ લોકોની ખુશામત કરવી પડતી. બીજી સોભાગ્યવતી સ્ત્રીયોનું સુખ જોઈ તેણીના મનમાં કોઈ કોઈ વખતે એવી ઉમેદ થતી કે ફરીથી વ્યભિચારના વમળમાં પડવું. પણ **સાભાગ્યસિળા**ની સંગતિથી કરેલા પાપી કૃત્યોએ તેણીને કેદ ખાનાનું આપેલું દૂઃખ સાંભરતું એટલે તે પાછી પસ્તાવો કરી પોતાના મનને વૈરાગ્ય સ્થિતિમાં આણુતી હતી.

દુષ્ટ કૃત્યોને યોગે દુઃખ ભોગવનારી **ચંદ્રભાગા**ની વાતનું પણ મ્હારા સુજ્ઞ વાંચનારાઓને ફરીથી સ્મરણ આપવું જોઈએ છીએ. બે વરસ લગી કેદખાંનામાં તેણીને એવું દુઃખ ખમવું પડયું કે જેથી પોતાનાં અવિચારી કૃત્યોનો પશ્ચાતાપ કરી પોતાની અજ્ઞાન બુદ્ધિને તે ધિઃકારતી હતી. ઉંચી વર્ણની સ્ત્રી છતાં ભારે ગુન્હો કરી કેદમાં આવેલી જોઈ જેલર પણ તેણીના ઉપર ઘણીજ કડક દ્રષ્ટી રાખતો હતો ત્હેનાજ જેવી બીજી કેટલીક સ્ત્રીયો કેદખાનામાં હતી તેમની જોડે **ચંદ્રભાગા**ને પણ મદદગાર રાખી સઘળા કેદીયોના રોટલા કરવાનું કામ લેવાતું. અને તે થઈ રહ્યા પછી બા-

કીના વખતમાં દળવાનું તથા બીજું અનાજ વીણવાનું લોકોનું કામ આવતું તે કરાવી હેના પૈસા સરકારમાં જમા કરાવતા હતા. **અરે! ચંદ્રભાગાનું** પણ દુર્ભાગ્ય શું વર્ણવું ?! **આણંદલાલ** જેવા સર્વોત્તમ પતિના ઘરમાં રહી સુખ ભોગવેલું, ઉત્તમ ભોજનો કરી મન ગમતાં વસ્ત્રાભુષણો પહેરેલાં અને પોતાને પીવાનું પાણી પણ આણી આપવાને શબ્દ બોલતાંમાં ચાકર લાવી આપતો, તેમાંનું કેદખાનામાં કાંઈ ન્હોતું. એટલુંજ નહીં પણ વખતે પુરૂં ખાવાનું મળવામાં પણ અડચણો પડતી. કોઈ દહાડે કેદીયોને કામ કરાવવા લઈ ગયા હોય, તો તેમના આવતા લગી સઘળી સ્ત્રીયોને રોટલા સાચવવા બેશી રહેવું પડતું અને તેમના આવ્યા પછી રોટલા વેંચીને વધ્યા ઘટ્યામાંથી **ચંદ્રભાગાને** માત્ર બે લુખા રોટલા અને પાશેર મગનું વેસણ એટલું ખાવાનું મળતું. તે જ્યારે આવાં આવાં કેદખાનાનાં દુખો ભોગવતી ત્યારે તેણીને પોતાની પ્રથમની સુખી સ્થિતિનું સ્મરણ થતું. જેથી એકલી બેશી રડીને સ્ત્રીયોની અવિચારી બુદ્ધિને તથા પોતાના જીવને ધિ:કારતી હતી.

બે વર્ષ પુરાં થતાંજ **ચંદ્રભાગાને** કેદમાંથી છોડી મુકી. ભોગવેલાં દુ:ખોથી હેની સઘળી કાન્તિ ઉડી જઇ એક મંદવાડમાંથી ઉઠેલી વૃદ્ધ ડોશી જેવી દુર્બળ દેખાતી હતી. તેણીનો તારૂણ્યનો મદ હવે રહ્યો નહોતો અને ત્રીસ વર્ષની વયે સંપુર્ણ દુ:ખમાં પડી શરીર ગાળેલું એટલે પ્રથમના જેવી તે વ્યભિચારીયોમાં પ્રીતિપાત્ર ગણાઈ નહીં. તે જ્યાં જ્યાં જઈ મોહક ભાષણો બોલી તેમની પાસેથી પોતાનું પેટ ભરવા ચ્હાતી, ત્યાં ત્યાં કોઈ તેણીના સામું પણ

જોતું નહીં. અને માલ દયાની ખાતર થોડુંક ખાવાનું આપી બીજે દહાડે ફરીથી નહીં આવવાની સમજુત આપતા. જે તારૂણ્યને લીધે પ્રેમી વ્યભિચારીયો અને બીજા પુરૂષો તેણીને પુર્ણ રીતે મ્હાઈ આનંદમાં રાખવાનો આગ્રહ કરતા. અને જેના મદમાં અંધ બની વિશેષ સુખાનુંભવ લેવા માટે પતિનું ઘર છોડી સ્વચ્છંદ ફરેલી, તેની પોતાની કાયાએ અન્ન માટે પણ તિરસ્કાર કરાવેલો જોઈ તેણીના દુઃખનો અને રૂદનનો પાર રહ્યો નહી. જેથી "**આણંદલાલ**ના ઘર સામું રહ્યાથી લોક લાજથી પણ તે પુરૂં કરશે" એમ ધારી કેટલાક દિવસો સુધી રસ્તાનું દુઃખ વેઠી ત્યાંહાં જઈને એક ખુણાના મેહેલ્લામાં ઘર ભાડે લઈ પોતાનું નામ છુપાવી રહેવા લાગી.

**ચંદ્રભાગા**નાં ઘાતકી કૃત્યોનું મૂળ પરમેશ્વરને ઘેર ઘણુંજ ઉંડુ ચોટેલું હતું એટલે જે વિચારથી તે **આણંદલાલ**ના ગામમાં ગઈ તે પાર નહીં પડતાં ઉલટું દુઃખજ થનાર હતું. **મનોહરલાલ** અને બીજા ઘણાક સજ્જન મિત્રોના આગ્રહથી **આણંદલાલે** ફરીથી લગ્ન કર્યું હતું. અને **ચંદ્રભાગાએ** કરેલા અપમાનથી ત્હેને એવી શીખામણ લાગી હતી કે બીજી વારની સ્ત્રીને સંપુર્ણ રીતે પોતાની સત્તામાં રાખી સંસાર સુખ લેવા તત્પર થયો હતો. બીજીવારની સ્ત્રીથી જો કે **ચંદ્રભાગા**નું દુઃખ ભુલાય એવું હતું, તથાપિ **આણંદલાલ** જેવા બહુ વિચારી વિદ્વાનના મનમાં તેણીની વાત સાંભરી આવતી ત્યારે એવો ખેદ થતો કે તેથી થોડાજ મહિનામાં ત્હેને ક્ષય રોગ થયો. અને નવી સ્ત્રીને પેટ એક બાર મહિનાનો પુત્ર મુકીને તે ગરણ પામ્યો!

**ચંદ્રભાગા**ની દુર્દશાનો પાર રહ્યો ન્હોતો. તે છાને વેશે લોકોની મજુરી કરીને પેટ ભરવા લાગી. અને કોઈ લોક તેણીને ઓળખ્યા જેવું કહેતા, તો તે વાત ઉડાડી દેતી હતી. લોકોનું કામ પરવારી સવાર અને સાંજે શરીયાગ રસ્તાપર એક ખુણે છાની બેશી **આણંદલાલ**ને એકલો જતો આવતો જોઈ અને ત્હેની પાસે ક્ષમા માગી ફરીથી ઘરમાં રહી દંપત્તીનું સુખ લેવાનું ધારતી, પણ એવી ચંડાળ સ્ત્રીનું ફરીથી મ્હોં જોવા માટે તે રહ્યોજ ન્હોતો. એટલે ઘણા દિવસો લાગી બેશી રહેતાં પણ **ચંદ્રભાગા**ની ધારણા પાર પડી નહી. પરન્તુ બે મહિના પછી **આણંદલાલ**ના મરણની વાત તેણીનાથી સમજાઈ. જેથી પોતાનાં કૃત્યો ઢાંકી ને લોભની મારી વારસો લેવા માટેની ફરીયાદ કરવા તૈયાર થઈ. બીજાનું ખોટું ચ્હાઈ પોતાનું સારૂં કરવાનું ઈચ્છનાર કદી ફળ મેળવી શકતો નથી; પણ તેવાં ખોટી ધાનતનાં યત્નોથી પોતેજ એક પતંગીયા પ્રમાણે દીવામાં પડીને પોતાને હાથે આત્માનોં નાશ કરે છે.

**આણંદલાલ**નો છોકરો અજ્ઞાન વયનો હતો. એટલે ત્હેની સઘળી પ્રકારની સંભાળ ત્હેનો માંમો રાખતો હતો. અને સ્વપ્નામાં પણ નહીં બને એવો **ચંદ્રભાગા**એ વારસો લેવાનો દાવો કરેલો સાંભળી તે પણ ઘણું આશ્ચર્ય પામ્યો. પરન્તુ **આણંદલાલ** જાતનો વકીલ હતો અને તે પોતાની દરરોજની હકીકત એક ખાનગી ડાયરીમાં લખી રાખતો તે સઘળું શોધી કહાડયું. એટલુંજ નહીં પણ અલ્હાબાદની કોર્ટમાંથી તેણીને કેદની થએલી શીક્ષાનો અને તે વટલી ગએલી છે ઈત્યાદિ પુરાવાનો સંગ્રહ કરી

કામની તારીખને દીવસે તેણે કાર્ટમાં રજુ કર્યું.

નીમેલી તારીખે વારસો લેવાને ચાતુર થએલી **ચંદ્ર-ભાગા** કોર્ટમાં ગઈ તે વખતે **આણંદલાલ**નો સાળો પણ પોતાના ભાણેજના શુભેચ્છકપણાની લાગણીથી હાજર થયો હતો. તેણે સઘળા કાગળો જવાબ સાથે કોર્ટમાં અધિકા-રી પાસે મુક્યા.

**ચંદ્રભાગા**નું ડોળ જોઇને તે ખરાબ ચાલની છે એવી ન્યાયાધિશે કલ્પના કરી હતી. પણ તેણીએ કોર્ટમાં અરજી કરેલી એટલે યોગ્ય ન્યાય આપવો ઘટીત ધારી **ચંદ્રભાગા**ની અરજી વાંચી સામાવાળાના જવાબ સાથે **આણંદ-લાલ**ના હસ્તાક્ષરની આપેલી ડાયરી ઈત્યાદિ જોતાં મજબુત પુરાવો ગણી તેણીની અરજી કહાડી નાંખી. અને ખોટી ફરીયાદ કર્યાનું તોહોમત મુકી કેદમાં નાંખત. પણ "ડાહ્યો શત્રુ સારો" એટલે જેના ઉપર વારસો લેવાની ફરીયાદી કરેલી તેણે રાજીનામું આપ્યાથી **ચંદ્રભાગા**ને કોર્ટ વચ્ચે કેટલાક અપમાન ભરેલા શબ્દો કહીને ન્યાયાધીશે છોડી મુકી.

**ચંદ્રભાગા**ના આવ્યાની અને વટલ્યાની વાતથી ન્યાતવાળા અજાણ્યા હતા. પણ કોર્ટમાં ચાલેલા કામની વાત જાહેરમાં આવ્યાથી ત્હેને 'ફટ ફટ'ના ધિઃકાર ભરેલા શ-બ્દોથી હલકી પાડીને ન્યાત બ્હાર મુકી.

કર્મ હીણુ **ચંદ્રભાગા**નાં કરેલાં પાપ કર્મોની સંપૂ-ર્ણ રીતે શિક્ષા મળવાનો સમય પરમેશ્વરે પાસે આણીમુ-ક્યો. તે ન્હાશી ગયાની વાતને પાંચ છ વર્ષો થયાથી લોકો ભુલી ગયા હતા તેનું સ્મરણ થયાથી કોઈ માણસ ત્હેની સાથે બોલતું નહીં. અને તે બિચારી જેના ઘરમાં જતી ત્હેના ઘરનાં છોકરાં સુદ્ધાંત પણ **ચંદ્રભાગા**ને મશ્કરીમાં

મ્હેણુંના શબ્દો કહીને બાળતાં હતાં. જેથી તેણી-એ ઘરમાંજ બેશી રહેવા માંડ્યું. બે ચાર દિવસ ઘ-રમાં રહી રાતે બ્હાર નીકળી જ્યાં ત્યાં સેહેજે મજુરીથી પેટ ભર્યું, પણ તે પછી સમુળગા પૈશા ખુટ્યાથી તેને બે અપવાસો કરવા પડ્યા. એટલે તે પણ દુઃખની મારી પો-તાના બાપને ઘેર જવા નીકળી અને ચાર દિવસ લગી પગે ચાલી ન્હાનાં ગામડાંઓમાં ભીખ માગી પેટ ભરીને ત્યાં જઈ પોહોચી.

**સરસ્વતિ** પાસે **દયાશંકર** જે રૂપઈયા જતી વખ-તે આપેલા તે પુરા થવા આવ્યાથી "હવે શું ખાઈ શુ" ત્હેની પણ તેણીને ચિંતા થવા લાગી. તે બિચારી પ્રથમની મોજ મજા તો સઘળી ભુલીજ ગઈ હતી. અને ઘરમાંથી બ્હાર નહીં નિકળતાં આવા દુઃખના સમયમાં પશ્ચાતાપ કરી સવારમાં ન્હાઇને રામનું નામ લઈ ભક્તિ કરતી હતી.

**આણંદલાલ**ના ગામમાંથી અપયશ મેળવીને નીકળેલી **ચંદ્રભાગા** બાપને ઘેર આવી. અને પોતાનાં કૃત્યો ત્હેના જાણ્યામાં આવ્યાં હશે" એવી ચિંતા ત્હેના મનમાં થતી હતી. પણ તે ગામમાં ન્હોતો એટલે પોતાની ન્હાની બ્હેન **સરસ્વતિ**ને મળી હર્ષ પામી સુખ દુઃખની વાતો કરી તે બંને દિવસ ગાળવા લાગ્યાં. **દયાશંકર**ના ગયા વિશે **ચં-દ્રભાગા** પુછવાનું કરતી હતી. એટલામાંજ **સરસ્વતિ**એ તેણીને સઘળી ખબર કહી.

"મારી નાંખવા માટે **દયાશંકરે** શોધવા ગયો છે." એવું **સરસ્વતિ**નું બોલવું સાંભળી **ચંદ્રભાગા**ના પગ ઘુટણમાંથી ભાગી ગયા. અને સર્વ ઠેકાણેથી ત્રાસ પામીને માત્ર ઠરવાની આશાએ બાપને ઘર આવેલી, તેમાં તેણે પણ

સઘળી વાત જાણ્યાની ખબર સાંભળીને તે તો કેવળ શોક સાગરમાંજ ડુબી ગઈ! **સરસ્વતિ**ના દિલાસાથી છાની રીતે ઘરમાં રહી તે પોતાનું પાપી પેટ ઓશીયાળા અવતારથી ભરતી. અને કોઈ વાર "બાપા આવ્યા" એમ મશ્કરીમાં **સરસ્વતિ** કદાપી કહેતી, તો **ચંદ્રભાગા** પણ અતિશય-ભય પામી મરણ તૂલ્ય અશક્ત બની જતી. પણ તે-ણીના હસવાનું કારણ જાણ્યામાં આવ્યા પછી પાછી સ્થિર થઈ અન્ન ખાતી; તથાપિ તેના મનનો ભય નાશ પામ્યો ન્હોતો.

વાંચનારા સ્ત્રીયોનો પણ કેટલો બધો હલકો સ્વભાવ? એક બાપના બે ચાર અથવા પાંચ પુત્રો બહુ વર્ષો લગી એકઠા રહી સંપથી આનંદ માની દિવસો કહાડે છે. પરન્તુ ઘર કામની સેહેજ બાબતમાં સ્ત્રીયોના થતા કલહથી ત્રાસ પામી જુદા રહીને પોતાના પુર્વજોની ગુપ્ત રહેલી સમૃદ્ધિનો પ્રકાશ મેદાનમાં આણી આબરૂ ગુમાવે છે. બાપ દિકરામાં ચાલતો કુદરતી પ્રેમ પણ સ્ત્રીયોના હલકા સ્વભાવ વાળી શીખવણીથી તુટે છે; અને હજારો વર્ષો લગી સાથે રહેના-રા પુરૂષોમાં ક્વચિતજ લઢાઈ થાય, પણ બે સ્ત્રીયોના સ-મુદાયથી તો માત્ર થોડાજ દિવસોમાં કલહ થવાની ભવિ-ષ્ય કલ્પના સુજ્ઞ મનુષ્યો કરી શકે છે. **સરસ્વતિ** અને **ચંદ્રભાગા** જો કે સગી બ્હેનો હતી. તથાપિ તેમની સ્વા-ભાવિક બુદ્ધિનો ઉદય—જાણે **ચંદ્રભાગા**ની જીંદગીનો અંત આણવા માટેજ થયો હોય એવું જણાયું.

એક દહાડો તે બંને પોતાના ઘરની બારીમાં બેશી વાતો કરતી હતી. અને તે દિવસે મ્હોટો ઉત્સાહ હોવાથી દર્શન કરવા જનારી સ્ત્રીયોની મેદનીનો પણ જોવા જેવો દેખાવ થએલો, તે જોઈ **ચંદ્રભાગા** પોતાનો જીવ બાળી

પસ્તાવો કરતી હતી. તેવામાં **સરસ્વતિએ** નિષ્કપટથી હસતાં હસતાં કહ્યું કે—બ્હેન! ધણીના ઘરમાં રહી સંતોષથી દિવસો કહાડનારી સ્ત્રીયોને સદા એવુંજ સુખ મળે છે. પણ આપણા ભાગ્યમાં નહીં એટલે આપણે બીજી સ્ત્રીયોને જોઇને બળવાનું રતો?

**સરસ્વતિએ** હસતાં હસતાં સેહેજમાં શબ્દો કહેલા એટલે તે વિસરી ગઇ. પરન્તુ સંપૂર્ણ દુઃખથી કંટાળી ગયેલી **ચંદ્રભાગાને** તો તેવુજ થએલું હોવાથી તે શબ્દો બાણ જેવા લાગ્યા. તે પાછલી રાતે ઉઠી ઈશ્વરની સ્તુતિ કરી બોલી કે—હે ભગવાન! મ્હારાં અવિચારી કૃત્યોનો ત્હારે ઘેરથી પણ આજ લગીમાં યોગ્ય ન્યાય મળ્યો છે. હું રાંડ ઘાતકી અને નીચ બુદ્ધિવાળી? પ્રાણ થકી પણ ષવધારે ચહાનાર વિદ્વાન, ગુણવાન અને લક્ષ્મિવાન પતિના ઘરનું સુખ તજી ત્હેને મારી નાંખવાનું યત્ન કરી ન્હાશી જઈ પાપ કર્મોમાં તત્પર થએલી તેથી મ્હારા મરણ પછી કોણ જાણે કયું નરક મ્હારે માટે ખાલી હશે? નિર્દય સ્વચ્છંદતા! ત્હારી સંગત કરી સુખ માનનારી અજ્ઞાન સ્ત્રીયોને પણ ધિઃકાર છે! અંધ તારૂણ્ય! સ્ત્રીયોની મંદ બુદ્ધિને ભમાવી પ્રથમ સુખની ઈચ્છામાં નાખી અઘટિત કર્મો કરાવીને તેંજ મને પુરા પશ્ચાતાપમાં બાળી છે! હવે આ જગતમાં ઉભી રહું એવું એક પણ ઠેકાણું ક્યાં છે?! અરેરે! આબરૂ ગુમાવીને લોકોનો ફટ માર થવામાં કશીજ બાકી રહી નથી, હે વિદ્યા દેવિ! ત્હારી સંગતિથી માણસોની મતિ સુધરેછે. પણ મને તો તેં હિત શત્રુ થઇને મારી નાંખી? હાય હાય! એમાં ત્હારો કશોજ દોષ નથી. પીટયા સુધારેલા શિક્ષકોએ મને ભણાવતી વખતે આપણા ધર્મની વાતો કહી હોત,

અને તે ઉપદેશ કર્યો હોત, તો સ્ત્રી જાતને સંસારમાં સુખ આપી અક્ષય કીર્તિની વૃદ્ધિ કરનારા જીંદગીના અંત લગીના ખરા સાથી, અને બહુ પ્રેમી ગુણવાન પતિ–પ્રત્યે દાસી ભાવે વર્તવાની વાતો મ્હારા સમજ્યામાં આવ્યા પછી હું આવું કામ કેમ કરી શકત? પણ અબળા જાતિની બુદ્ધિ અધુરી; તેમાં આડી અવળી વિદ્યા ભણ્યાથી નીતિના માર્ગનું ખરૂં તત્વ, કે વિદ્યાનું ખરૂં સાર્થક થયું નહીં અને અધુરા જ્ઞાનને લીધે મહત્વનો ઉપદેશ નહીં સમજતાં વાંચેલાં પુસ્તકોમાંથી આડો અર્થ શોધીને કેવળ આત્મઘાત કરવાનો પ્રસંગ આવ્યો?! મ્હારા જેવી મતિ એ ચાલનારી સર્વે સ્ત્રીયોને પણ ધિઃકાર! ધિઃકાર!! અને હજાર વાર ધિઃકાર હજો!!

## ગરબી.

"ઓધવજી સંદેશો કહેજો શામને" એ ચાલ—

જગતપિતા પ્રભુજી નમીને કરૂં વીનતી,
દોષ ક્ષમા કરી દીલ દયા તું આણજો;
હું અજ્ઞાની મહિમા ત્હારો ભુલી ગઈ,
પ્રત્યક્ષે સમજાયું આજ પ્રમાણજો. જગત૦ ૧

મંદ મતિ અબળાઓની ખોટી નથી,
મૂર્ખ હશે, તે કરશે વ્યર્થ વખાણજો;
બહુ વિદ્યા,ને ગુણ કદાપિ શીખતી,
ગર્વી થઇને કરતી સઉની હાણજો. જગત૦ ૨

હતુ થકી પીયરમાં વિદ્યા હું ભણી,
રમણિક પુસ્તક વાંચ્યાંતાંજ અપારજો;
ઈશ, અને ગ્રહ ધર્મ તણું કાંઈ નવ જડયું,
તેથી આજે દીઠો દુઃખનો સાર જો. જગત૦ ૩

બાળપણામાં માબાપે બહુ પ્રીતથી,

લાડ લડાવી ઘરની સત્તા આપી જો;
તે ઉન્મત્તાઈ મ્હારે મન ખૂબ વશી,
ત્હેની આજ્ઞા માની નહીં કદાપી જો. જગત૦ ૪
સ્વાધિન મનથી સુખ મળ્યું બહુ સાસરે,
તોપણ સંતોષી ગુણને નવ લીધો જો;
ઉત્તમ પતિ તજી વધુ વૈભવ આશા થકી,
વિચાર ન્હાશી જવાનો શો? કીધો જો. જગત૦ ૫
અજ્ઞાની લોભી હું દેશે દેશ ફરી,
વિલાસી નર કાજે આ-દેહ વટાળ્યોજો;
તે પીટયાઓ ઠગ જેવા ઠાલા મળ્યા,
હવે પસ્તાઉં શીદ પતિને ટાળ્યો જો. જગત૦ ૬
નીચાં ને પાપી કર્મો તો બહુ કર્યાં,
સઘળી મેં સ્ત્રી જાતીને નીંદાવીજો;
જે આશાથી અંધ બની હું નીકળી,
તેહ ઘડી તો સ્વપ્ને પણ નવ આવી જો. જગત૦ ૭
દુષ્ટ કર્મનો બદલો આજ અહીં મળ્યો,
ખેદ કરી જીવઘાત થકી મરવાનું જો;
પ્રભુને ત્યાં ઉત્તર દેવાનું નથી રહ્યું,
શિક્ષા સહી બહુ નરક વિશે ફરવાનું જો. જગત૦ ૮
સ્વતંત્રતા સ્ત્રી જાતીમાં સારી નથી,
(જે) સુખ ધારે તે અબળાને ધિઃકાર જો;
વીત્યુ ત્યારે અનુભવમાં સૌ આવીયું,
એમાં દુઃખનું વર્ણન છેજ અપાર જો. જગત૦ ૯
અઘોર પાપી અજ્ઞાની અબળા તણી,
દીન વિનંતી આપ સુણો પ્રભુ કાન જો;
મુજ જેવી મતિ કો સ્ત્રીને નવ આપશો,

બગડે કલિયુગને યોગે નાદાન જો. જગત૦ ૧૦
સ્વતંત્ર રે'વાનો નિશ્ચય ઝટ ટાળજો,
વડીલની આજ્ઞામાં રાખો સદાય જો,
સંસારે પ્રીતીને કીર્તી મેળવે,
ગાઉ છું વળી વિચાર સારા થાય જો. જગત૦ ૧૧

એવી રીતે પુષ્કળ પસ્તાવો કરીને **ચંદ્રભાગા** કુવામાં પડી મરણ પામી પોતાનાં કૃત્યોનો ઉત્તર દેવા માટે યમપુરીમાં ગઈ.

**સરસ્વતિને** કશીજ ખબર નહીં હોવાથી તે બીચારી પુર ઉંઘમાં ઉંઘતી હતી. સવારમાં ઉઠયા પછી તેણીએ **ચંદ્રભાગાને** બુમો પાડી અને જ્યારે તે જાગી નહીં ત્યારે આસપાસ નજર કરતાં તેણીનાં લુગડાં કુવા ઉપર પડેલાં જોઈ પોતાની બ્હેને આપઘાત કર્યાની તેને ખાત્રી થઈ. આવી દુખી સ્થિતીમાં વાત કરી શાન્ત થવામાં તે બે જણીઓજ હતી. તેમાંથી **ચંદ્રભાગા** મરણ પામેલી જોઈ **સરસ્વતિની** દીલગીરી વધી પડી. અને પોતે સહેજમાં કહેલા શબ્દો માટે પોતાના આત્માને ધિઃકારી રડવા લાગી. પણ આવી વખતે હીંમત હારી ગયાથી જીવ જવા જેવું હતું. એટલે રડવું બંધ કરી પોતાની ન્યાતના કેટલાક માણસો બોલાવી "અકસ્માત પડી ગઇ" એમ કહી સરકારી શિપાઈઓને જાણ થતાં પેહેલાં ત્હેને અગ્નિદાહ કરાવ્યો,

**ચંદ્રભાગાની** વાત સાંભળી ત્હેની શોધમાં નીકળેલો **દયાશંકર સરસ્વતિના** કહ્યાથી અલ્હાબાદમાં ગયો. પણ ત્હેના જતા પેહેલાં બે દહાડા આગમચ કેદમાંથી છુટીને ગએલી હોવાથી તે તેને મળી નહીં. એટલે તે પણ

અજાણ્યો થઈ તેણીને વિષે લોકમત્ત પુછવા લાગ્યો. પણ સમુદ્ર મથન કર્યાથી વિષ નિકળશે એવું ભોળા મનના **દયાશંકરે** જાણ્યું ન્હોતું. તેણે બે ચાર ઠેકાણે પુછ્યું એટલે **ચંદ્રભાગા** અને **સરસ્વતિ** એ બંનેનો કોર્ટમાં બનેલો સઘળો હેવાલ લોકોએ ત્હેને કહ્યો. અને તે સાંભળતાં ત્હેના મનમાં ઉત્પન્ન થયેલા ક્રોધની સીમા રહી નહીં. પણ અજાણ્યા ગામમાં આબરૂ જવાના ભયથી કશુંજ નહીં બોલતાં સઘળું સાંભળી લીધું.

મ્હોટી અને બાળપણથી લડાવેલી પુત્રીની વાતથી **દયાશંકરને** જે ખેદ થયેલો તે કરતાં પણ ઉપરના ડોળે ગરીબ દેખાઈ ચરિત્રો કરી છાનું રાખનારી વિધવા **સરસ્વતિ** વિષે ત્હેના મનમાં ક્રોધ ચઢયો. અને અલ્હાબાદથી નીકળી 'કનકાવતી ભણી આવવાની તેણે તૈયારી કરી.

રસ્તે ચાલતાં **સરસ્વતિ**નાં કૃત્યો સાંભરી આવ્યાથી તેણીને મારી નાંખવાનો વિચાર કરતો હતો, પણ બ્રહ્મ હત્યા અને સ્ત્રી હત્યાથી ડરીને તેમ કરવાનું તેણે માંડી વાળ્યું. તથાપિ તેવી ચંડાળ છોકરી જોડે રહી વૃદ્ધાપકાળમાં અપયશ લઈ તેણીનેજ સઘળી મીલકત સોંપી પોતાના મરણ પછી બીજા દુષ્ટ લોકોને ભુકતા કરવા એ વાતની તેને ભારે ચિંતા પેઠી હતી.

**ચંદ્રભાગાના** મરણથી **સરસ્વતિને** મુદ્દલ ગમતું ન્હોતું. પણ પોતાની વાત છાની રહેલી તેથીજ આનંદ માનીને બાપને આવવાની વાટ જોતી હતી એટલામાં દયાશંકર પણ અણધારી વખતે આવી પોહોંચ્યો. તે ૭ સાત મહિને મુસાફરી કરી આવ્યો અને પ્રેમી પુત્રીમાંની

વિધવા **સરસ્વતિને** મળી દયા લાવી તેણીના પર પ્રીતિ-
ભાવ દર્શાવવો જોઈએ પણ તે કાંઈજ બોલ્યો નહીં. **ચં-
દ્રભાગાની** નામ બોળવા જેવી વાતો ત્હેના પેટમાં વાયુ
જેવી રમતી હતી, પણ તે પાસે ન્હોતી તેથી **સરસ્વતિને**
પણ તેણીના જેવીજ માની પ્રત્યક્ષ દેખીને તેને પુષ્કળ
ક્રોધાગ્નિ પ્રગટેલો હતો. **દયાશંકરને** સ્થિર દીગ્મુઢ જેવો
બેઠેલો જોઈ **સરસ્વતિએ** ત્હેની ખબર પુછી અને કશોજ
ઉત્તર નહી મળેલો જોઈને બોલી કે—

બાપા! આ જગતમાં મ્હારૂ પાલન કરનારા હવે
તો તમેજ છો. અને મને લાડ લડાવી મારૂં જન્મારા લગીનું
દુઃખ ભુલાવનાર બીજું કોઈ રહ્યું નથી. છ મહિનાથી ત-
મને ગયેલા જોઈ હું ઘણો પસ્તાવો કરતી હતી પણ ઠે-
કાણાવિના તે કોની પાસે કાગળ લખાવું? **ચંદ્રભાગા**
બ્હેનની બનેલી વાત ઉપરથી મ્હારા ઉપર ક્રોધ કરો ત્યારે
મ્હારે શી રીતે જીવવું?

મનુષ્ય માત્રને પોતાનાં સારાં નરસાં કરેલાં કૃત્યનો
ઘટિત બદલો પરમેશ્વરને ઘેરથી મળે છે. અને **ચંદ્રભાગા**
પણ થોડાજ દિવસો થયાં મરણ પામી." એમ કહી તેના
મરવાનો સઘળો પ્રકાર કહી સંભળાવ્યો.

**ચંદ્રભાગાના** મરણની વાત સાંભળી **દયાશંકરે**
ઉપરનો શોક બતાવ્યો પણ ત્હેના અંતરમાં તો આનંદ
થયો હતો. **સરસ્વતિએ** કહેલી સઘળી વાતો સાંભળી
લીધા પછી તે બોલ્યો કે—દુષ્ટ રંડાઓ! તમે બે છોક-
રીયો એ મ્હારૂં નામ બોળી નાંખ્યું છે! તમારા જેવી
પુત્રીઓનીવડે અને તેમનાથી વંશનો વેલો વધારવાની ઈ-
ચ્છા રાખવા કરતાં વાંઝીયાપણું સારૂ ગણાય! રાંડ પાપી
**સરસ્વતિ!** તેં ત્હારા નામને પણ લાજ લગાડી છે. ત્હારી

સઘળી વાત મ્હારા જાણ્યામાં આવી છે. અને તેં કરેલાં પાપ કર્મોનો જવાબ પરમેશ્વર આગળ ત્હારાથી શો દેવાશે? મ્હારા મરણ પછી પણ સઘળી મીલકતની વ્યવસ્થા ત્હારે હાથે થનારીજ નથી એટલા માટે તેહનો સઘળો ઉપાય હું મારી હયાતીમાં આજને આજ કરૂં છું. અરેરે ! આવા વૃદ્ધાપકાળમાં તમને જોઈને બળતા કરતાં એ સંસારના સુખને છોડી દેવું સારૂં છે ! બળ્યો સંસાર અને પુત્રીયોની પ્રજા ! !

**દયાશંકરે** સઘળી વાતો જાણેલી જોઈ **સરસ્વતિ** પુષ્કળ ખેદ કરવા લાગી. તે કેટલીક વારલગી નીચું જોઈને બેશી રહી પણ કશોજ ઉત્તર દીધો નહીં છેવટે દીન સ્વરે બોલી, પણ તે નહીં સાંભળતાં **દયાશંકર** ઉઠીને બ્હાર ગયો. અને તેણે પોતાની મીલકતની વ્યવસ્થા ન્યાતના આગેવાન પટેલને સોંપી કાશીક્ષેત્રમાં જઈ આયુષ્ય પુરૂં કરવાનું નક્કી ધારી સાંજને વખતે માતાના દેવળમાં એકઠા થવાનું સઘળાઓને કહાવ્યું.

ઠરાવ પ્રમાણે ન્યાતના લોકો માતાના દેવળમાં આવ્યા. અને "**દયાશંકરે** સઘળાઓને કેમ મેળવ્યા હશે?" એ વિષે તેઓ માંહેમાંહે એક બીજાને પુછતા, પણ ખરો ભેદ કોઈથી સમજાયો ન્હોતો ન્યાતના આગેવાનો આવીને બેઠેલા જોઈ **દયાશંકર** પણ ઉભો થઈ સઘળાઓને પગે પડીને બોલ્યો કે—

સજ્જન કૃપાવંત જ્ઞાતિલા ભાઈયો ! આ સંસારમાં સુખી કે દુખી કરવાનાં સાધનોમાં જ્ઞાતિનું સાધન પણ એક સબળ ગણાય છે. તેમની સઘળાઓની કૃપાથી અધમ માણસ પણ પોતાની જ્ઞાતિમાં ઉત્તમ ગણાઈ સં-

સાર સુખાનુંભવની વસ્તુઓ મેળવી શકે છે. અને તે-મનાથી વિરક્ત રહી ધન, અધિકાર કે વિદ્યાના મદમાં જે માણસ આપ મત્તથી ચાલે છે, તે કદાપિ મહાકીર્તિ-વાન હોય, તોપણ દુખીજ થાય છે! ન્યાત એ ગંગાના પ્રવાહ જેવી છે. તે પોતાનાં બાળકોના મ્હોટા અપરાધો ક્ષમા કરી પવિત્ર દૃષ્ટિથી પાવન કરે છે. જગતને મ્હોડે ઢાંકણું દેવાતું નથી. અને જેમ સઘળાના વિચારો સરખા નથી તેમ જ્ઞાતિમાં પણ એક કહેલી વાતને સઘળાઓના મનમાં ઉતારી તેવો બંદોબસ્ત કરાવવાનું કામ ઘણુંજ કઠિણ હોય છે. સમય પ્રમાણે વર્તવા આપણા શાસ્ત્ર ક-ર્તાઓનું અને આ પૃથ્વિ ઉપર થઈ ગએલા મહાન સા-ધુઓનું ઉપદેશરૂપે બોલવું થએલું છે. મ્હારી વીનંતી લક્ષમાં લઈને યોગ્ય લાગેથી આપણી જ્ઞાતિમાં તેવો ધારો ચાલશે, તો ભવિષ્ય કાળમાં સુખ થશે એમ પરમેશ્વરે પણ મ્હારા અંતરમાં સૂઝાડયું છે! વળી—

---

## शिखरिणी.

પુરાં પોષી પાળે, પ્રિય કર ગણી બાળક પિતા,
બને મ્હોટાં થાતાં, જનક જનિતાને અહિતતા;
કદાપી કો કાળે, અબળ શિશુ સ્વતંતર બની,
કરી કુડાં કર્મો, નિતિ તજી બને છે અધરમી. ૧
ઘણી ગુણી જ્ઞાની, તદપિ અબળા અલ્પ મતિથી,
લજાવે માબાપો, નિજ પતિ વિશેષે સરવથી;
કરે જે જે પાપો, અઘટિત અતી દુસ્કર કર્યાં,
ભણાશે શું તે સૌ, મુજ વદન થકી દોષિત ભર્યાં. ૨

પુરાણે ને શાસ્ત્રે, અધિક મહિમા કામનીં તણો,
તથાપી તે અંતે, અપયશ અપારે અતિ ઘણો;
હશે ના, કો, એવો, નિજ ગુહ્ય ઉચારી દુખી બને,
કહું છાતી ઠોકી, અનુભવ લઈ જ્ઞાતિ જનને. ૩
તમો ઝાઝા જ્ઞાતા, સજન સદગુણી હિતકરા,
વળી વિદ્યાવાળા, સમય સમજુને દુખહરા;
તમારે આધારે, પતિત જનનું પાવનપણું.
વિચારો જે ભાખ્યું, હિત અહિત જ્ઞાતી સ્વજનનું. ૪

આપણી જ્ઞાતિમાં વિધવાઓને સંપુર્ણ વૈરાગ્ય ભોગવવા જેવાં દુ:ખો છે. ધણીના મરણ પછી સોભાગ્યવતીનો વેશ ઉતરે છે, ધોળાં અથવા કાળાં શોકાવસ્થાનાં લુગડાં પેહેરવાં પડે છે. જ્ઞાતિનાં ઉત્તમ ભોજનો જાય છે. એ બધું વિધવાના વૈરાગ્ય ભોગવવાનાં સાધનોમાં ઠીક ગણાય છે. પુર્નલગ્ન કરવું કે નહીં તેને માટે મ્હારે એકલા એજ વિરૂદ્ધ થઈ બોલવું એ મૂર્ખાઈ ભરેલું છે. સ્ત્રી જાતિમાં પરમાત્માએ એકાદ બે ઉત્તમ ગુણો મુકયા હોય, તોપણ પોતાની સ્વભાવિક નીચી મતિનો કાળો પ્રકાશ કર્યાવિના રહે, એવી આ કાલિયુગમાં થોડીજ સ્ત્રીયો નીકળી શકશે. આ જગતમાં લક્ષ્મિવાન મનુષ્યને મહા કઠિણ સાધનો પણ સેહેજમાં મળે છે. બાલપણમાં કે પુખ્ત વયે, પણ વિધવા થનારી સ્ત્રીયોના સાસરામાં કોઈ વડીલ પુરૂષ હોતો નથી. તો યથાશક્તિથી સંગ્રહ કરેલું વડીલોનું ધન પોતાની સત્તામાં આવ્યા પછી અભિમાની થઈ અવિચારને રસ્તે જઈ સઘળું ખરચી નાંખીને બાપનું નામ બોળવા માટે તેવી પાપી રંડાઓ તૈયાર થાય છે! અને તેવાં કર્મોમાં યોગ્ય શિક્ષા થયા પછી ગરીબ બની તેવાં

પ્રતિષ્ઠિત માબાપોને દીનતા બતાવી તેમની પાસે પ્રત્યક્ષ પિશાચ જેવી રહીને પોતાનું પાપી પેટ ભરે છે. પણ માબાપોને તો તેવી પાપિણીયોને જોયાથી ઉલટું વધારે દુઃખ થઈ ચિંતામાં બળવું પડે છે. સ્ત્રીયોનો સ્વભાવિક ગુણ સર્પ સમાન છે. એટલે વિષ મટી અમૃત જેવો તેમનો સ્વભાવ કરવાનું યત્ન અશક્ય છે.

પુત્રીની પ્રજા પારકા ઘરની વસ્તી ગણાય છે. તેમને પણ બાલ્યાવસ્થામાંથી અતિશય લાડમાં રાખી વંશ વૃદ્ધિને ઈચ્છી કાંઈ પણ ભયમાં નહીં રાખતાં ઘરની સઘળી સત્તામાં, સલાહ પુછવામાં અને સ્ત્રીયોના નિયમ કરતાં ઘર કામમાં પણ વધારે સ્વતંત્ર રાખનારાં પ્રેમી મા બાપો તેમજ તેવા પતિ પણ પોતાની આબરૂ ગુમાવ્યા પછી તે વિશે ખેદ કરે એમાં આશ્ચર્ય થવાનું કે બીજાને દોષ દેવા જેવું શું છે? પણ તેવા પોતાના અવિચારથી જ્યારે પોતાનેજ માથે પડે ત્યારે ઉપદેશ થાય. અને તેથી બીજા લોકોમાં તેવી વાતોના દાખલા અમર રહી બીજાઓને ચેતીને ચાલવા માટે સબળ સાધન થઈ પડે છે.

સ્ત્રીયો જોડે લગ્ન કરવું તે કાંઈ એકલી વંશ વૃદ્ધિ માટેજ નથી. પણ પોતાનાજ વિચાર પ્રમાણે નિવડી સંસારમાં પડતાં દુઃખોમાં બળતા પોતાના પ્રિય પતિને અમૃત જેવી મીઠી વાણી બોલી શાંત કરવો. અને દુખ સુખમાં સરખો ભાગ લઈ અર્ધાંગનાનો ખરો હેતુ સમજી આયુષ્ય પુરૂં કરવું એવું બને ત્યારેજ લગ્નનું સાર્થક ગણાય છે. વળી કેટલાક તરૂણ પુરૂષો તો પોતાનાજ જ્ઞાનથી અભિમાની થઈ આપણા પ્રતાપી અને દેવ પદ્દીએ પોહોચલા શાસ્ત્રકારોએ સ્ત્રીયોના વર્ણવેળા જાતિ સ્વભાવ ઉપર વિચાર

કરતા નથી. સ્ત્રી પ્રત્યે પુરૂષે કેટલે ભાગે સતા રાખવી તે સઘળું શાસ્ત્રનું વચનો પોથીમાંજ રાખીને પારકા દેશની રૂઢીયોમાં પેશી પ્યાર શબ્દ ઉપર માથું અફાળી સ્ત્રીયોને પણ જાણે સ્વર્ગનુંજ સુખ આપનારી દેવ મૂર્તિ ગણી ત્હેની જોડે એક બરોબરીયા સ્નેહી પ્રમાણે વર્તી અંતરની વાતો કહેનારા પુરૂષોની પણ આ જગતમાં થોડી ફજેતી થતી નથી.

વળી કેટલાક મ્હારા જેવા જુના વિચારના વૃદ્ધ પુરૂષો પોતાની પુત્રીયો કે સ્ત્રીયોને વિદ્યા શિખવવાનું કૃત્ય હલકું ગણે છે. કેમકે વિદ્યા શીખ્યાથીજ વ્યભિચારી થાય આવા તેમના વ્હેમી વિચારો થઈ ગયા છે પરન્તુ ત્હેનું કારણ તેવું નથી.

વર્તમાનકાળના સુધારકોની સ્ત્રી શિક્ષણ પદ્ધતી કેવળ અનીતિના માર્ગનો પ્રકાશ કરાવે છે અને તેથી સ્ત્રીયો પોતાના અજ્ઞાનપણાને લીધે વ્યભિચારી થાય એટલે બિચારી સદગુણી વિદ્યા દેવી પણ લોકોના ઉદ્ધત પણાને લીધે નિંદાય છે, નવા યુગના જુવાનીયા ડોલઘાલુ સુધારકોને મ્હારા જેવાનું બોલ્યું પસંદ પડનાર નથી. અધુરી કેળવણીમાંથી સ્ત્રીયોની "વ્યભિચારી ગતિ ઘટવાને બદલે વધે" આ વ્હેમી શંકા બહુ અંશે ખરી પડે છે—આપણું છે એ ખોટું છે. અને પારકું છે માટે સારૂં નથી. પારકે ભાણે મ્હોટો લાડવો લાગે. આપણા રાજ કર્ત્તાની પદ્ધતિથીજ તેમને કાંઈ સુખ છે એમ નથી. આતો એક પુછડું પકડયું તેજ પકડયું એમ કહિયે છઈયે તેથી અતો ભ્રષ્ટને તતો ભ્રષ્ટ થવાય છે તેઓ સ્ત્રીયોને ભણાવે છે અને છુટ આપે છે માટે આપણે પણ કરવું પણ તે બધું તેમનામાં કેમ છે તે તમારા સુધારાવાળા જાણે છે, તે જાણીને કરતા હોય તો ઠીક. ગુ-

પ્ત ભાગપર થએલો રોગ કે લાચ્છન યુક્ત ઘરની વાતો સ્પષ્ટ રીતે એકદમ કહ્યાથી કશો લાભ નથી થતો પરન્તુ આગરૂ જાય છે.

શુભેચ્છક ભાઇયો! તમો સઘળાને મ્હારી નમ્રતા વીનંતિ એટલીજ છે કે—મ્હારો વૃદ્ધાપકાળ થયો છે. અને પાછળ પુત્ર વંશ નહીં હોવાથી મીલકતની અવ્યવસ્થા થવાનું ભવિષ્ય લાગે છે માટે તે સઘળું તમો જ્ઞાતિના બંધુઓમાંથી એક માણસની સત્તામાં સઘળું રાખી મ્હારા મરણ પછી શાસ્ત્રરીતિ અને ન્યાયની રૂઢી પ્રમાણે મ્હારી ઉત્તર ક્રિયા કરતાં વધે, તો તે દ્રવ્ય ધર્માદાયમાં ખરચવું. ન્હાની પુત્રી **સરસ્વતિ** વિધવા છે ત્હેને ન્યાતવાળાની સત્તામાં રાખી ત્હેની પાસેથી આપણા ઇષ્ટ **દેવશંકરની** પૂજા ઈત્યાદિનું કામ લઈ માત્ર અન્ન વસ્ત્ર આપવાં અને તે વિના જે યોગ્ય લાગે તે સેવા ત્હેની પાસે કરાવવી. જેથી હું પણ આ વૃદ્ધાપકાળમાં ઈશ્વર ભક્તિ કરવા માટે ઘર છોડીને જાઉંછું ત્યાં સ્થિર મનથી રહું. મ્હારાં સારાં કર્મોનું ફળ તમને ન્યાતવાળાને પણ મળશેજ.

---

## वसन्ततिलकावृत्तम् ॥

જે પૂર્વ કાળ મુજ દોષ ભર્યો ગયેલો,
જુવાનીમાં મદ થકી હિણ આચરેલો;
માતા પિતા ભગિની ભ્રાત તનુજ દારા,
આડે હમેશ સરવે અતિ આવનારાં. ૧
કુટુંબ આદિ સઘળાં તણી આધિવ્યાધી,
સંસાર સાગર સદા તરવો ઉપાધી;

વૃદ્ધાપકાળ મુજ આજ થયેલ જાણી,
સાધુ ખરા મનવડે પ્રભુને પ્રમાણી. ૨
જાવા વિચાર કરતો મન કાશી ક્ષેત્રે,
ધિઃકાર છૂટી છુટવા અધ ઓધ હેતે;
માગું પ્રસારી કર જ્ઞાત સમસ્ત યાચી,
સુધારા ખુબ કરો ઇશ થાય રાચી. ૩

વળી બીજી વાતો સર્વને શુભ કર્તા છે અને તેટલી આપણીજ ન્યાતમાં ચાલશે તો ત્હેનાથી થનારાં લાભો સ્પષ્ટ જણાશે.

૧ યોગ્ય સ્ત્રીયો સાથે પ્રીતિથી વર્તી સંસાર ચલાવી આનંદી થવું. અને તેમને જોયતી વસ્તુઓ પોતાની શક્તિ પ્રમાણે પુરી પાડી કલહ નહીં કરાવતાં સંતોષી રાખવી. અનીતિનાં કર્મોમાં કેવા અનર્થ અને દુઃખના ભંડારો છે ત્હેનું પ્રત્યક્ષ પ્રમાણ દેખાડી તેણીના મનમાં ઉપદેશ કરી વર્તણુંક સુધારવી. પરન્તુ હદ્દથી વધારે પ્રેમી થઈ આપણો દેહ ત્હેના સ્વાધિનમાં સોંપવો, અને ઘરની સઘળી પ્રકારની સત્તા (માત્ર ગૃહ કાયવિનાની પણ) ત્હેને સોંપી સ્વચ્છંદ થવા નહીં દેવી જોઈએ. કેમકે તે સ્વછંદતામાંથીજ તેઓ અભિમાની થઈ સ્વતંત્ર રીતે વર્તી અપયશ અપાવે છે—અને પુરૂષોએ તેણીના પ્રેમી સેવક બનીને જે જે છાનાં અઘટિત કામો કર્યાં હોય, તે તે સ્ત્રીયોની ક્રોધાવસ્થામાં પ્રગટ થઇ કેવળ દુઃખનુંજ મૂળ નિપજે છે.

૨. વૃદ્ધ અથવા તરૂણ વયની સ્ત્રીયો વિધવા થાય, અને ત્હેના વંશમાં કોઈ પુરૂષ ન હોય તો ત્હેની મીલકત પર ન્યાતના આગેવાને દેખરેખ રાખી ધર્મનાં કામો કરાવવાં. અને તેણીની વૈધવ્યસ્થિતિને ઘટતો પોશાખ રખાવી

ઘર ચલાવવા માટે જોયતી વસ્તુઓ પુરી પાડવી. પણ પૈશાની સત્તા તેવી વિધવાઓ પાસે સ્વતંત્ર રીતે રાખી તેમની મરજી પ્રમાણે ખર્ચ કરવાનો પ્રથા રાખ્યાથીજ અંતે ન્યાતને અને તેણીનાં મરનાર સગાંને તેણીની અયોગ્ય વર્તણુંકને લીધે નિંદાવું પડે છે.

૩ પુત્રીયોને આ સંસારમાં સારે કે નઠારે માર્ગે લગાડી સુખ દુઃખ અપાવવામાં માબાપોનુંજ યત્ન મુખ્ય ગણાય છે. માટે ત્હેને લાડમાં રાખી જોયતી વસ્તુઓ આપી સદા આનંદી રહે તેમ કરવું. પણ તેણીની બાળ હઠ પ્રમાણે કહેલે વખતે કશુંજ કરવું નહીં. કેમકે તેથી પણ તેમની અજ્ઞાનતા વધે છે. કેળવણી આપ્યાવિના અજ્ઞાન રાખવું ફળદાઈ નથી. પણ કથા પુરાણાદિકની ભૂતકાળની પતિવૃત્તા સ્ત્રીયોનાં સત્કર્મો, તેમનું શુરત્વ, પુત્ર, પતિ અને સગંધિયો પ્રત્યે ઘટિત રાખેલી પ્રીતિનાં હજારો દ્રષ્ટાંતો તેમના વાંચ્યામાં આવે એવું; કર્મ યોગે મળેલા ગમે તેવા પતિને પણ સાક્ષાત્ મદન મૂર્તિમાની તેનાથી કાળ કાઢી ગ્રહ સંસાર ચલાવવામાં કઈ કઈ વસ્તુઓનો આગત્ય હોય છે. અને તે કેમ મેળવાય છે. ઈત્યાદિ વિદ્યા શીખવ્યાથી તેણીની સુધરેલી કર્મણુક થયાથી તેવાં માબાપો પણ યશસ્વી બને છે. અને તેમ નહીં કરતાં "બ્હેન બ્હેન" કહી પરમેશ્વર પ્રમાણે માની લાડ લડાવી મરજી પ્રમાણે વર્તવા દીધાથી તેજ પ્યારી પુત્રીયોની સ્વછંદ રીતિથી માબાપોનું નામ ડુબે છે. અથવા એ વિના બાળ લગ્ન, વૃદ્ધ લગ્ન, અનીતિના ભોજન ખરચો, કાળા બળને અનુરીને ફેરવી ઘટતી જુની રૂઢીયો આદિ ઘણો સુધારો કરવાનો છે, પણ ત્હેનો વિસ્તાર કરવા કરતાં તમે ભાઈયોજ સમજી લેશો તો ઘણું રૂડું થશે."

**દયાશંકર**નું બોલવું કેવળ પોતાના અંતરના ઘાનું હતું. અને ત્હેના શોકાતુર મ્હોડામાંથી એવું જુસ્સાદાર ભાષણ થએલું કે બીજા કેટલાક આડા બોલાઓને બોલવાનું હતું તે પણ રહી ગયું. તેણે પોતાની વ્યવસ્થાના સઘળા કાગળો એક આગેવાનને સોંપ્યા અને ત્હેના તાબામાં રહી વર્તવા માટે **સરસ્વતિ**ને સઘળું કહીને પોતે તુરત કાશી ક્ષેત્રમાં ગયો.

મર્મજ્ઞ વાંચનાર ! **સરસ્વતિ**ના દુ:ખનો પણ પાર રહ્યો ન્હોતો. પ્રથમથીજ દ્રવ્ય સત્તાને સ્વાધિન રાખી પાપ કરી સુખ ભોગવતી દુ:ખ પામી આબરૂ ગયા પછી પશ્ચાતાપ કરી અવિચારી કૃત્યોને ધીઃકારી સુખની આશાએ બાપને ઘેર આવેલી, અને ત્હેના મરણ પછી સઘળું દ્રવ્ય પોતાને મળવાની આતુરતામાં " તે ક્યારે ગરશે " એવી વાટ જોતી હતી. તેમાં તે આશા નહીં ફળતાં સઘળી દ્રવ્ય શત્તા ન્યાતવાળાને હાથે ગઇ, અને પોતે પણ ત્હેના તાબામાં રહી પેટ ભરવું " એવું સાંભળી **સરસ્વતિ**ને તો મરવા કરતાં પણ અધિક લાગ્યું, કેમકે અલ્પકાળ લગી ભોગવેલી દુષ્ટ વાસનાનો વિચાર તેણીના મનમાંથી ગયો ન્હોતો.

જે ગ્રહસ્થને **દયાશંકરે** પોતાની સઘળી વ્યવસ્થા કરવાનું સોંપેલું ત્હેનેજ ઘેર **સરસ્વતિ**ને જમવાની ગોઠવણ હતી એટલે તેણીને સ્વતંત્ર રીતે દ્રવ્યની અગત્ય પડવા જેવું ન્હોતું. તે બિચારો વૃદ્ધ હતો અને પોતાની પુત્રી કરતાં પણ અધિક પ્રીતિ રાખી કોઈ વાતે તેને દુખી રાખતો નહિ. તથાપિ **સરસ્વતિ**ની શરીરાકૃતિ દિવસાનું દિવસ ગળાતી જતી. પેલા ગ્રહસ્થે **સરસ્વતિ** માટે

ઘણી સારી સવડ કરી હતી પોતાના ઘરમાં થોડુક કામ કાજ લઇ જમ્યા પછીનો સઘળો વખત મહાદેવના ડેરામાં થતી પૂજાની દેખ રેખ રાખવા માટે તેને સોંપેલું હતું અને સાંજે શિવપુરાણની કથામાં પણ તેણીને રાતના નવ વાગ્યા લગી બેસવું પડતું હતું કે જેથી તેણીના મરણ પછી પણ એક પુણ્યનો ઉદય થઇ મોક્ષ મળે.

વિશ્વ કર્તાની અગાધ માયાનો પ્રકાર કેટલો વિચિત્ર છે. પુર્વ જન્મના પાપીષ્ટ કૃત્યોમાં કિંચિત પુણ્ય આવ્યાથી તે યોગે મનુષ્યાવતારમાં જન્મ પામીને જેવાં કર્મો કરે છે તેવુંજ ફળ અહીંયાં પણ પામે છે. અને તેવાં અધમ ગતિએ જનારાં મનુષ્યો—કે જેમને લક્ષા વિધિ સદૂપદેશ મળે, ધર્મીષ્ટ કે પરોપકારી કરવા માટે સાક્ષાત દેવ લોકો તત્પર થાય. તથાપિ તેમનાં કર્મમાં લખાવેલો જાતિ સ્વભાવ ફરીજ શકતો નથી. અને "बुद्धिकर्मानुंसारिणां". આ વાત સત્ય ઠરે છે.

**સરસ્વતિને** સુખી રાખી સદ ધર્મમાં ત્હેનું ચિત્ત ભળી ભક્તિના માર્ગપર ચઢી મોક્ષ પામે એવાં સાધનો કરવામાં જો કે પેલા ગ્નાતિલા ગ્રહસ્થે કશુંજ બાકી રાખ્યું ન્હોતું. તથાપિ તેણીના પૂર્વ જન્મના પાતકે આ જન્મમાં કરેલાં કર્મોની નીચ બુદ્ધિને એટલી આતુરતામાં આણી હતી કે તેણીનું ચિત્ત કશાજ કામમાં ચોટતું ન્હોતું તે ભયની મારી કથા સાંભળતી, આખો દહાડો મહાદેવમાં રહી ભક્તિ કરવામાં તત્પર થતી. પણ કોઇ કોઈ વાર તેણીને વ્યભિચારી વૈભવો સાંભરી આવતા ત્યારે સઘળું પડયું મુકીને એક ખુણે બેશી ખેદ કરતી હતી.

એક દહાડો શ્રાવણ માસમાં કેટલાંક સ્ત્રી પુરૂષો કથા

સાંભળવા માટે મહાદેવના ડેરામાં બેઠાં હતાં. કેટલાક પુ-
રૂષો મહાદેવના ઉપર પાણીની જળાધારી ભરી રૂદ્રસુક્તનો
પાઠ ભણી રૂદ્રી કરતા હતા. કેટલાક ગાતા અને કેટલાક
બેઠા બેઠા તમાશો જોતા હતા. ત્યાં બેઠેલી **સરસ્વતિને**
પણ એકાએક ખેદ થયો. અને આવી પરાધિનતામાં રહી
જીવવા કરતાં મરવાનું તેણીને વધારે ઠીક લાગ્યું. પણ
તેણીની પાસે એક પાઈ સરખી નહીં હોવાથી ઝેરી પ-
દાર્થ લાવવાનું બન્યું નહીં. તે એના એ વિચારમાં ફરતી
હતી. અને પરમેશ્વરને પણ તેવીઓને હાથે ધર્મ કૃત્ય કરા-
વવાની ઈચ્છા ન્હોતી. એટલે એક દહાડો રાતને વખતે ર-
સ્તામાંથી તેણીને એક પડીકું જડયું. અને ત્હેને છોડી
જોતાં માંહેથી મૌરથુથુ જેવો લીલો પદાર્થ નીકળ્યો. તેથી
ખુશી થઈ પોતાના પ્રાણને ધર્મ રાજા પાસે મોકલવા માટે
તે અધીરી બની. તે હમેશાં એકાંત વખત જોતી, પણ
મહાદેવના ડેરામાં મનુષ્યોનાં ટોળેટોળાં આવતાં જતાં હો-
વાથી ત્યાં બની શકતું ન્હોતું.

એક દહાડો સધળા માણસો ગયા પછી તે એકલી
પડી એટલે એક પવાલામાં પાણી લઈ તેમાં પેલો લીલો
પદાર્થ નાંખી ધોળીને પી જઇ ધર્મશાળામાં કોઈ ન દેખે
તેવે ઠેકાણે સુતી. પીધેલો પદાર્થ એકદમ જીવ જાય એવો
ન્હોતો. પણ સંપૂર્ણ શરીર પીડા કરાવે તેવો હોવાથી
**સરસ્વતિના** પેટમાં જતાંજ ત્હેને ઉપરા ઉપરી એવી ઉ-
લટીયો થવા લાગી કે જેથી શરીરનાં સઘળાં આંતરડાં
ઉંચાં આવ્યાં. ત્હેનું શરીર ઢીલું થયું. અને બોલવાની
સત્તા પણ રહી નહીં. અશક્ત થએલા શરીરમાં પેલું લીલું
મોરથુથુ ઝડપથી પસરવા લાગ્યું. એટલુંજ નહીં પણ મ-

રવાની આશાથી કરેલા વિષપાનમાં પણ પાછી અંગપીડા જોઈ ત્હેને અતિશય પસ્તાવો થયો. પણ રાતની વખતે તેણીની ખરદાશ કરનારૂં ત્યાં આગળ કોઈ ન્હોતું. અને પીડા પામી મરવાનુંજ તેણીને લાગ્યાથી તે ધીમે સાદે ઈશ્વરની સ્તુતિ કરી બોલી કે–

હે ચૌદ લોકના કર્તા દયાળુ ભગવાન્! મ્હારા જેવી અભાગ્યણી અબળાને તો આવું રીબીરીબીનેજ મરવું ઘટે છે. અરે હું દુષ્ટ પાપિણી! પતિના મરણ પછી વિધવાઓને ચાલવાની વૈરાગી સ્થિતિને ભુલી જઈ **સોભાગ્યશીળા** જેવી અઘોર કર્મ કરનારી કુટણીની સંગતમાં પડી. અને વ્યભિચારના તુર્તના સુખમાં પડી અવિચારી થઈ અભક્ષ ભોજનો કર્યાં; અસહ્ય અંગ કષ્ટ વેઠી વ્યભિચાર ઢાંકવા માટે ગર્ભપાત જેવાં પુષ્કળ બાળહત્યાનાં પાતક કર્યાં તે સઘળાં કર્મોનો ધર્મરાજાને ઘેર ઉત્તર દેવાનું મ્હારાથી કેમ બનશે?! અને આ પાપને યોગે હવે પછી નો અવતાર કોણ જાણે કેવો આવશે તે તો ભગવાન, સઘળું મ્હારાં કર્મો પ્રમાણે ત્હારી દયાળુ વૃત્તિમાં ઉત્તરશે! સ્ત્રી કે પુરૂષની જેવી કૃતિ તેવુંજ ત્હેને મરતી વખતે ફળ મળે છે અરેરે! આવી અવસાન વેળામાં એક પરમેશ્વર કે મ્હારાં સારાં નઠારાં કૃત્યો વિના બીજુું શું કામમાં આવનારૂં છે? બળી મારી સુખ ભોગવવાની યુક્તિયો! મારા જેવી અજ્ઞાન જાતિ પાસે સ્વતંત્ર દ્રવ્ય રહ્યાથીજ આટલું સ્વચ્છંદ ચાલવાનું મને સુઝયું!

કલિયુગને પણ ધન્ય છે! અહીં કરેલાં પાપી કૃત્યોનો પણ અહીંયાંજ મને બદલો મળવામાં શું બાકી રહ્યું છે? અરે પાપી કર્મો! તમારા પ્રબળની પ્રેરણાએ મ્હારા ધા-

ર્મીક થનારાં કૃત્યોમાં પણ અવરોધ આણીને છેવટે આ-ત્મઘાતની મતિ કરી!! અરેરે! હું ચંડાળણી તો કેવળ અવગતિયણજ થઈશ એમાં શો સંદેહ!! હાય હાય! દયાળું ભગવાન! મ્હારાં કર્મો ભણી નહીં જોતાં તું મ્હારો દોષ ક્ષમા કરજે. અને હવે પછીની થનારી વિધવા સ્ત્રી-યોને મ્હારા જેવી દુષ્ટ મતિ નહીં આપતાં તેમને ભવસા-ગર તારી ત્હારા ચરણારવિંદમાં રાખી કલ્યાણ કરજે. એટલુંજ હું અધોમુખી પાપી પ્રાણી દીન વીનંતીથી માગુ છું. ઓ દૈવ? હવે તો બોલાતું નથી. હે રાઆ—આ—મ—અ અ રે એ અ એ!

એવી રીતે બોલતાં બોલતાં **સરસ્વતિ**નો પ્રાણ ય-મપુરીમાં ન્યાય લેવા માટે ગયો.

રોજની વેળાએ **સરસ્વતિ** નહીં આવ્યાથી પેલા જ્ઞાતિલા ગ્રહસ્થને પણ તેણીની ચિંતા થવા લાગી, જેથી મશાલ સળગાવીને આખી રાત શોધ કરાવી, પણ તે એવી જગ્યાપર પડી હતી કે એકાએક કોઈની નજરે જણાય એવું ન્હોતું. શોધ કરતાં તે જડી નહીં ત્યારે ન્હાશી ગ-યાનું સઘળાઓએ અનુમાન કર્યું પણ તેમની કલ્પના કેવળ ખોટી ઠરી હતી. સવાર થતાંજ મહાદેવની પાછલી વાડી-માંથી **સરસ્વતિ**નું મુડદું હાથ લાગ્યું પેલા ઝેરી પદા-ર્થને લીધે તેણીનું સઘળું શરીર લીલુ થઈ ગયેલું હતું. તેથી સર્પ કરડ્યો હશે એવો નિશ્ચય કરી ત્હેને અગ્નિ દાહ કર્યો.

**સરસ્વતિ**ના મરણથી પેલો જ્ઞાતિલો વ્યવસ્થાપક બહુ દિલગીર થયો. અને મરણનું ખરૂં કારણ જો કે ત્હેનાથી સમજાયું ન્હોતું. પણ પરમેશ્વરરૂપે રહેલું જગત

તેણીની માઠી વર્તણુક વિશે કલ્પના કરવા લાગ્યું. **દયાશંકર** ના મુકેલા રૂપઈયામાંથી **સરસ્વતિ**ની ઉત્તર ક્રીયા કરી. તે વ્યભિચારી છે એવું કોઈ ગ્નાતિલાના મનમાં ન્હોતું. પરન્તુ **દયાશંકર**ના સઘળા કાગળો તપાસતાં તેમાં તેણે **ચંદ્રભાગા** અને **સરસ્વતિ** જેવી નામ બોળુ પુત્રીયોની સઘળી સાંભળેલી વાતો લખી મુકી હતી. અને પોતાની આબરૂ જવા જેવી વાત ન્યાતવાળાઓને મ્હોઢે કહેવા કરતાં કાગળમાં સારી” એવું ધારીનેજ તેણે જે કાગળ દફ્તરમાં બાંધ્યો હતો તે હાથ લાગ્યાથી સઘળાઓ ઘણુંજ આશ્ચર્ય પામ્યા. અને તેણે ન્યાત મેળવ્યાનું કારણ ત્હેના ગયા પછી સઘળાઓના સમજ્યામાં આવ્યું જેથી આગેવાન ગ્નાતિલા દીલગીર થઈ ત્હેના કહ્યા પ્રમાણે પોતાની ન્યાતમાં નિયમ કરીને તે પ્રમાણે વર્તવા લાગ્યા.

**સરસ્વતિ**ના મરણની ખબર **દયાશંકર** તરફ લખવાના હતા. એટલામાં તે ‘મરી ગયો,’ એવી ખબર આવ્યાથી ત્હેની પણ ન્યાત ચાલ પ્રમાણે ક્રિયા કરી રહેલું દ્રવ્ય શીવ નિમીત્યે ડેરાની દુરસ્તી કરવામાં ખરચ્યું.

પોતાની ન્યાતમાં કરેલા નવા નિયમ પ્રમાણે વર્તવાનું સઘળાને ઠીક લાગ્યું નહી. કેટલીક વિધવા અને સોભાગ્યવતી સ્રીયો કે જેઓ વ્યભિચારી અને સ્વચ્છંદ રીતે વર્તનારી હતી. તેમને નવો ધારો અવરોધ કર્તા હોવાથી તેવા આગેવાનોને ગાળો દેવા લાગી.

કેટલીક વ્યભિચારીણીયોનાં સગાં—કે જેમનો આધાર તેવી સ્વતંત્ર ફરનારી સ્રીયો ઉપર હતો. તેમને સાસરે મોકલવાનો પણ નિયમ થયેલો હોવાથી તેવા લોકો નિરાશ થઈ તેવા નિયમ કરનારાને ગમે તેમ ગાળો દઈ માઠું બોલી નિંદા કરતા હતા. પણ ન્યાતનો નિયમ ખરો ચાલવા જેવોજ હતો. એટલે કશુંજ વળ્યું નહીં અને તેમને તે પ્રમાણે વર્તવું પડયું.

પોતાની પુત્રીયોની માઠી વર્તણુંક વિશેની હકીકત દયાશંકરે લખી મુકેલી તે એક ઉપદેશ લેવા જેવી હોવાથી ગ્નાતના આગેવાને પોતાને ખર્ચે છપાવી. પોતાની ગ્નાતિ માંહેલા વિદ્વાન અને સમજુ સ્ત્રી પુરૂષોમાં વેંહેંચી. અને તે જેમના વાંચ્યામાં આવતી તેઓ સાવધ થઈ વર્તવા લાગ્યા.

**દયાશંકર**ના દ્રવ્યમાંથી માત્ર થોડુંક શીલીક હતું. તેમાંથી વાસણો કરાવી તેપર **દયાશંકર**નું નામ લખીને નાત્યમાં લેહેણું કરી ત્હેનું નામ અમર રાખ્યું. તેણે સુધારો કરવા માટે કહેલી વાતોને પ્રથમ તો કેટલાક આડાં અવળાં સ્ત્રીપુરૂષો ધિઃકારતાં પણ જેમ જેમ અનુભવમાં આવતું અને તેથી સુધારો થતો તેમ તેમ તેવા લોકો **દયાશંકર**ને આશિરવાદ દેતા હતા.

# समाप्त.



प्राज्ञः प्रवदतां पुसां श्रुत्वावाचः शुभाऽशुभाः ॥

गुणवद्वाकय मादत्ते हंसः क्षीर मिवांभसः ॥

હંસ પક્ષી દુધ પાણીના મિશ્રણમાંથી દુધ માત્ર પ્રાશન કરે છે, તે પ્રમાણે સુજ્ઞ માણસો પણ અનેક ભાષણોમાંથી ગુણયુક્ત વચનો ગ્રહણ કરે છે.

# અગાઉથી આશ્રય આપનારા ગ્રહસ્થોનાં નામો.

| | | |
|---|---|---|
| રા. બા. હરિલાલ હર્ષદરાયધ્રુવ. | અમરેલી. | ૧૦૦ |
| નેકનામદાર સવાઈ બહાદુર રાઓ શ્રીખેંગારજી. | ભુજ. | ૪૦ |
| રા. સા. રણછોડભાઈ ઉદયરામ. ના. દિ. | ,, | ૧૦ |
| ના. દિ. બા. મણિભાઈ જસભાઈ. દી. સા. | વડોદરા. | ૧૦ |
| સ્વસ્થાન લુણાવાડાના મહારાજા સાહેબ. | લુણાવાડા. | ૧૦ |
| રામજી મોરારજી પુસ્તકશાળા. | કરાંચી. | ૧ |
| રા. રા. મુળજીભાઈ કેશવરામ. | અજમેર. | ૧ |
| ,, વિજયશંકર મણિશંકર મજમુદાર. | રાજકોટ. | ૧ |
| ,, વરધમાન મકનજી વકીલ. | ,, | ૧ |
| ,, કચરા વિ. મંગળ વકીલ. | ભુજ. | ૧ |
| ,, નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ મજમુદાર. | અમરેલી. | ૨ |
| ,, જાદવરાય વિઠ્ઠલજી મજમુદાર. | ,, | ૨ |
| ,, આત્મારામ વામનજયવંત. | ઉરણ (દક્ષીણ). | ૧ |
| ,, ગીરધરરાય વૈકુંઠરાય મજમુદાર. | પાટણ. | ૧ |
| ,, હીરાલાલ ત્રીંબક કલાર્ક. ઈ. ઓ. | કડી | ૧ |
| ,, મોતી જીવરાજ ઠક્કર. | કચ્છ અંજાર. | ૧ |
| ,, જદુરામ રાઘવજી શુકલ. | ,, કેરા | ૧ |
| ,, નારણજી હરીરામ ઠક્કર. | ,, | ૧ |

**કચ્છ મુદ્દરા.** (રા. રા. કુંવરજી વકીલ મારફત.)

| | |
|---|---|
| રા. રા. જેઠીમળદેવજી દેવજી ન્યાયાધિશ. | ૧ |
| ,, કુંવરજી કલ્યાણજી વકીલ. | ૧ |

| | | |
|---|---|---|
| ,, | શીવશંકર કાનજી. | ૧ |
| ,, | શીવશંકર પ્રભુજી. | ૧ |
| ,, | મુળી નુરભાઈ મુળી મુસાજી. | ૧ |
| ,, | પરશોતમ નરશી ઠક્કર. | ૧ |

જુનાગઢ. (ભાઈ ગુલાબશંકર મારફત.)

| | | | |
|---|---|---|---|
| રા. રા. | રણછોડજી ગંગાશંકર શુકલ. | | ૧ |
| ,, | છેલશંકર મયાશંકર વ્યવહારિક. | | ૧ |
| ,, | રતનચંદ લાધાભાઈ ગોરજી. | | ૨ |
| ,, | કામેશ્વર જ્યરામ દ્વિવેદી. | | ૨ |
| ,, | હીરાચંદ ભગવાનદાસ. | | ૧ |
| ,, | રમાશંકર ગીરજાશંકર. | | ૨ |
| ,, | નર્મદાશંકર વાસુદેવ દવે. | | ૧ |
| ,, | મયાશંકર કલ્યાણજી આચાર્ય. | | ૧ |
| ,, | માધવરાય ગીરજાશંકર. | ભાવનગર. | ૧ |
| ,, | પ્રભાશંકર છગનલાલ. | ,, | ૧ |
| ,, | વસંતરાત કશળજી. | માંગરોળ. | ૧ |
| ,, | અબારામ ઈદ્રજી આચાર્ય. | જુનાગઢ. | ૧ |
| ,, | ભીગભાઈ કરશનદાસ. | | ૧ |
| ,, | કેશવલાલ પીતાંબર ભટ. | | ૧ |
| મુનશી | મહમદઅલી કરીમમહમદ. શીરસ્તેદાર. | | ૧ |
| | છગનલાલ અમરતલાલ. તજવીજદાર. | | |
| શેઠ. | ટોકરશી મોણશી. | | ૧ |
| શા. | રવજી કુરપારામ. | | ૧ |

વડોદરા. (જેઠાલાલ માણેકલાલ મારફત.

| | | |
|---|---|---|
| રા રા. | ડાહ્યાભાઈ રણછોડજી દેસાઈ. સ, ઓ. | ૧ |

,, ,, સુંદરલાલ મગનલાલ મ્હોત. ,, ૧

,, ,, ભાઈશંકર છગનલાલ પંડ્યા. ,, ૧

,, ,, ભોગીલાલ હરકીશનદાસ. ,, ૧

,, ,, વીનાયક બાળકૃષ્ણ. ,, ૧

,, ,, રાજારામ વિષ્ણુ. ,, ૧

,, ,, છગનલાલ મુળજી. ૧

,, ,, નરસીરામ નર્મદાશંકર. ૧

,, ,, નારાયણલાલ કેશવલાલ ઓવરશીયર. ૧

,, ,, દેસાઈ મોતીભાઇ અમૃતરામ. ૧૦

રા. રા. ભગવાનદાસ નરોતમદાશ. મ્યુ. ઓ. ૨



# આ વિનંતિ વાંચવા કૃપા કરશો કે ?

## છપાયલાં પુસ્તકો.

**સુલોચનાસતિ નાટક.** કીંમત આઠ આના (નથી.)

**પરસ્ત્રી મોહ દુઃખ દર્શક. નાટક** કીંમત છ આના પોસ્ટ જુદું. ( ઘણા લોકોએ સંતોષ જણાવ્યો છે. )

વડોદરાના દિ. બા. મણીભાઈ જસભાઈની સુંદર છબી સાથે ઘણાક જાણીતા ઉત્તમ રાગની કવિતાવાળું ગુજરાતીમાં નવુંજ **"સંગીતસુભદ્રાહરણ" નાટક**ગાયન જાણનારાઓનો પૂર્ણ સંતોષ જણાયો છે. બુકો ઘણીજ થોડી છે. ટપાલ સાથે નવ આના.

## થોડા વખતમાં છપાશે.

**"પુરૂષે વિદ્યા શીખીને શું કરવું?"** આ પ્રશ્ન ઉપર **"ઉમેદવાર"** નામની વાર્તા એક પ્રખ્યાત અધિકારીની છબી સાથે છપાનાર છે. કીંમત અગાઉથી છ આના.

પ્રેમ "અને દ્વેષ" ના અનેક પ્રકારો દર્શાવી કાદંબરી જેવી શૈલીથી અઢીશે ઉપરાંત પૃષ્ટનું પુસ્તક **"વસંત મંજરી"** એક વાર્તા આ પુસ્તક માટે જુદાં હેંડબીલોમાં ખુલાસો છે. ઘણાં પુસ્તકો છપાતાં હશે, પણ ગુજરાતીમાં નવું રસીક ના ઠરે, તો પૈશા પાછા આપવાની શરત છે. અગાઉ રૂ. ૧ ) પાછળથી દોઢોડ ટપાલ જુદું. ત્રણશે ગ્રાહકો થતાંજ ઉપરનું પુસ્તક બ્હાર પડશે. નીચલે શરનામે વધારે ખુલાસા માટે લખવા કૃપા કરવી.

શીવાય છપાનાર પુસ્તકો માટે પ્રસિદ્ધ થનારા પુસ્તકમાંજ વખતે વખત વીનંતી કરવામાં આવશે. યાદ રાખવું કે ગુજરાતી ભાષામાં તે પુસ્તક નવીન અને રશીક ઠરશેજ. ઘડીઆળ રીપેર ઈત્યાદિ ખાનગી કામો માટે પણ રૂબરૂ અગર પત્ર વ્યવહાર.

વડોદરા સુલતાનપુરા. } **ઝ૦ ધ૦ દીક્ષિત.**
કર્તા.

# શુદ્ધિપત્ર.

| પત્ર | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૩ | કાળમાં | કળામાં |
| ૩ | ૧૨ | સંસારીકથી | સંસારિક |
| ૩ | ૧૮ | વિદ્યાનું | વિદ્યાનુ |
| ૬ | ૮ | શૃંગારિકા | શૃગારિક |
| ૧૦ | ૬ | પ્રીતીતિ | પ્રિતિ |
| ૧૪ | ૨૬ | પગરાથી | પગલાંથી |
| ૧૭ | ૩ | છોકરા | છોકરાં |
| ૧૯ | ૭ | ડાબે ચંદ્રભાગાએ | ચંદ્રભાગાએ ડાબે |
| ૨૭ | ૧૩ | સ્વભાવન | સ્વભાવનાં |
| ૩૧ | ૪ | ધ દિ | મધાદિ |
| ૩૨ | ૧૪ | ચંદ્રભાગા | ચંદ્રભાગાને |
| ૩૭ | ૨૫ | રાજે રાજે | રોજ રોજ |
| ૪૨ | ૨૬ | બપો | બધો |
| ૪૪ | ૨૬ | દુષ્ટત્વ | દ્રષ્ટાંત |
| ૫૫ | ૩ | આણુંદલાળે | આણુંદલાલે |
| ૫૫ | ૮ | साह्नसं | साहसं |
| ૫૫ | ૮ | मोमता | लोमता |
| ૬૩ | ૧૧ | રાગોનો | રોગોનો |
| ૬૪ | ૧૧ | આત્માનો | આત્મા |
| ૬૬ | ૬ | અન્યુત્તમ | અત્યુત્તમ |
| ૭૩ | ૧૦ | કદાતિ | કદાપિ |
| ૮૮ | ૨૨ | સંગ | પ્રસંગ |

| | | | |
|---|---|---|---|
| ૯૦ | ૪ | યાદિનાં | આદિના |
| ૯૧ | ૯ | ચદની | ચંદની |
| ૯૮ | ૧૬ | જે કે | જોડ કે |
| ૧૦૧ | ૧૩ | તુરંખાનાની | તુરંગખાનાની |
| ૧૦૪ | ૧૭ | તમે તમે | તમે તેમ |
| ૧૨૦ | ૧ | લેતા | લેત |
| ૧૨૨ | ૧ | ચંદ્રભાગાને | ચંદ્રભાગા |
| ૧૨૫ | ૭ | વાયુને | મેદવાયુને |
| ૧૪૦ | ૧૫ | ચાપભ્યે | ચાપલ્યે |
| ૧૫૪ | ૧૬ | ડરી | ફરી |
| ૧૬૧ | ૯ | દયાશંકર | દયાશંકરે |
| ૧૭૬ | ૩ | ત્રથા | પ્રથા |



